# અગ્નિકણ



## સ્વ. જયંતીલાલ શાહનું સાહિત્ય-સ્મારક


સંગ્રાહક

**દેશળજી પરમાર**

# ભસ્મ-કંકણ

[સ્વ જયંતીલાલ શાહનું સાહિત્યસ્મારક]



'I dreamed. The dream came true. A lightning stroke stabbed me awake. I perished as I woke.'

Margaret Sackville

સંગ્રાહક

દેશળજી પરમાર

પ્રારબ્ધયુદ્ધે જગ ઝીલનાર જે
મૃત્યુંજયી યૌવનયોગ્ર ઓ! તને
છે ભસ્મનું કંકણ આ સમર્પિત–



# અંતઃપ્રવેશ

ખીલતી અવસ્થાના ભરયૌવનની ભરતીમાં સ્વર્ગવાસી થએલા ભાઇ જયંતીલાલનું, આ પુસ્તક વિશેષાંશે સાહિત્યસ્મારક છે. 'ભસ્મ-કંકણ' કોઇ જીવનમહારથીનું યશોજ્જવલ જીવનચરિત્ર નથી; કોઇ પ્રજ્ઞાસ્વરૂપ સંસારાનુભવીનું સત્યદોહન પણ નથી. એવા થવાનું પ્રારબ્ધ ભાઇ જયંતીલાલનું ન હતું. આ તો એમનું સાહિત્યચરિત્ર છે. જોકે પુસ્તકમાં જીવન-સ્મૃતિઓનો વિભાગ જોડવામાં આવ્યો છે; પણ એ અલ્પાંશ માત્ર છે.

એમની સાહિત્ય-કૃતિઓમાં જીવનના મ્હોર બેઠેલી મંજરીઓ નજરે પડશે. એ સુવાસતત્ત્વોમાં યે તીવ્ર ભભક કે પૂર્ણ કલા હોવાનો સભવ નથીઃ છે માત્ર અનુભવકલ્પિત જીવનની વિકાસસરણી. બાઇબલમાં કથેલી એ 'સાંકડી કેડી'માં ભાઇ જયંતીલાલ સાવધાન ચિત્તે ચાલતા હતા અને વિશાળ ભાવિના વણપૂરાએલા મનોરથો તથા બલવતી ભાવનાઓ પોષતા હતા. એ શબ્દસાહિત્યના ભસ્મઢગલામાંથી આ ચેતનવંત કંકણ બનવા પામ્યું છે. અને તે પણ એમનાં નિકટસંબંધી મિત્રોએ શ્રાદ્ધચિહ્ન તરીકે સંયોજ્યું છે.

એટલે સાહિત્યના આદર્શ સ્વરૂપે આ કંકણને મૂલવવાની સરતચૂક કોઇ ના કરે. માત્ર એટલું નીરખી જુએ કે જે નવું જીવન ભાઇ જયંતીલાલ જીવતા હતા તેનું હૂબહૂ પ્રતીક આ કંકણવતી કાચી કલામાં છે કે કેમ? પ્રેરણાના સ્થિર સનાતન મધુરસની કે મહાપ્રાણના પ્રફુલ્લ પરિપાકની આશા નિરાશા જ બનશે.

છતાં સ્વર્ગસ્થનો આત્મા જેટલો સુઘડ સુંદર હતો એવું જ સ્થૂલ રૂપ આ સ્મારકનું રહે એવો નમ્ર આગ્રહ આ સંગ્રાહકે તેમ જ મિત્રોએ રાખ્યો છે, જે 'કુમાર પ્રિન્ટરી'ની દિલસોઝ દૃષ્ટિથી ઘણે અંશે ફલીભૂત થયો જણાશે.

સંગ્રાહકે તો માત્ર અનિવાર્ય એવો મિત્રધર્મ જ બજાવ્યો છે અને તે પણ સમવિષમ સંજોગોને વશ હોવાથી પૂર્ણતાએ નથી પળાયો.

ગુજરાતના ઊગતા યૌવનને ભાઈ જયંતીલાલના અક્ષરજીવનમાંથી ઝાંખો અને ઝીણેરો ભાવનાનો એક જ ચેતનકણ મળશે તો આ પુસ્તકનું પ્રકાશન અફળ ગયું નહિ ગણાશે.

સ્મારકનો સારભાગ તો સ્પષ્ટ જ છે કે સંસાર બાલ, યુવા કે વૃદ્ધ એવા પ્રત્યેક જીવાત્માની સંગ્રામભૂમિ છે; એ સંગ્રામખેલનમાં જ આત્મ-વિકાસ રહ્યો છે; ને સૂરીની ભાષામાં એ જંગે 'ફના બનવું' તેમાં સાચા જીવતરની ખરી ચાવી છે. આટલો સંદેશ કોઇક પ્રાણપિપાસુ જીવને માર્ગદર્શક થશે એવી આશા સહિત અહીંથી અંતઃપ્રવેશનું દ્વાર ઉઘાડું છું.

**દેશળજી પરમાર**

# સાંકળિયું

## જીવન-સ્મૃતિઓ



## ચિત્રોનો ક્રમ

૧૬૧૬૫

# એમનો આત્મવૃત્તાન્ત

**'શતદલ પદ્મમાં પોઢેલો'**

અભિલાષ અને આશાની સુકુમાર મૂર્તિ સરખા ભાઇ જયંતીલાલનું સંસારજીવન અકસ્માત સંકેલાઇ ગયું ! શતદલ પદ્મનો એ હિરણ્ય-પરાગ અર્ધવિકસ્યો ખરી ગયો. ખરતા પરાગનો શોક મિથ્યા ગણવો, શતદલ પ્રદ્મનું શાશ્વત સૌંદર્ય જોવું અને તેની ઢોળાતી કેસરરજ નવી સૃષ્ટિઓ સરજે છે એવી આશા ધરવી,—એ સઘળું સંસારી જીવોને સારુ અતિ દોહ્યલું છે; છતાં સ્વ૦ ભાઇ જયંતીલાલનો એ જીવનસંદેશ છે એમ જાણી આ ચપળ નશ્વર આળપંપાળ વચ્ચે સ્મરવું કે 'પૂર્ણમાંથી પૂર્ણ લઇ લ્યો અને બાકી પૂર્ણ જ શેષ વધશે.'

પરંતુ ભાવનાદૃષ્ટિએ દુ:ખ એ પરાગકણ ખરવાનું નથી; પણ જૂની પાંખડીઓ જેમતેમ જીવનને વળગી રહે અને નવી મધુરેતને જ હોમાઇ જવું પડે તેનું છે. છતાં યે એવા આપભોગથી ભારતનું ભાવી નજીક આવતું હોય તો એ ત્યાગ અને ભોગ સાર્થક જ છે.

હિંદનો જુવાન આજે ઉગ્ર અને ઉતાવળો બન્યો છે. સાહસના પ્રાણ-શૂર પંથે એ ઊપડ્યો છે—ધસ્યો છે, અને પાછું વાળી જોવા ઇચ્છતો નથી. સુખ, વૈભવ, બંધુજન, જીવસર્વસ્વ હોમવા એ તત્પર છે. પરંતુ એ તત્પરતા અને એ ત્યાગ વચ્ચેનો જીવંત શ્રેયસ્પંથ—મરીને જીવવાનો જ નહિ પરંતુ મૃત્યુની તત્પરતા અને મૃત્યુ વચ્ચેના જીવન સમાધાનનો સૂક્ષ્મ પંથ—જે મહાન આત્મા ગાંધીજી સ્વાનુભવે દાખવી રહ્યા છે તેને આજનો યુવક અનુસરશે તો ભારતનું ભાવી વધુ દૃઢ અને ઊજળું હશે

એમ લાગે છે. તોપણ 'ઉધો ! કર્મનકી ગતિ ન્યારી' એમ માની સંતોષ ધરવો રહે છે. પણ એટલા જ કારણસર યૌવનને અવગણાય તેમ નથી. અને તેથી ભાઇ જયંતીલાલના જીવનને હું ધન્ય લેખું છું. શોચ માત્ર એટલો જ રહી ગયો કે દેશપ્રેમના આવેગમય આવો આત્મા મોટરના અકસ્માતમાં નહિ પરંતુ સ્વપરાક્રમમાં જ વિશ્વવાસી બન્યો હોત તો વધુ સારું થાત.

## બે દૃષ્ટિ

યૌવન જેટલું નવજીવન છે તેટલું જ એ કવિત્વ છે. એટલેકે સાચા યુવક તરીકે જયંતીલાલ કવિતા જીવતા હતા. જીવનની કલા એમણે તદ્દન વિરોધી સંજોગોમાં કેળવી હતી. એ કલાનાં રૂપ જૂજવાં હતાં. ચિત્રકલા, ફોટોગ્રાફી, દેશી ગીતોનું સંગીત, પ્રકૃતિપ્રિયતા, સૌન્દર્યભાવના, સાહિત્ય-રચના, અને સૌથી વિશેષ તો રાષ્ટ્રીય પુનરુદ્ધારના રચનાત્મક કાર્યક્રમ દ્વારા. અંતરથી પોતે થીઓસોફિસ્ટ હતા; પરંતુ થીઓસોફીઘેલા તે ન હતા.

એમની અલ્પ જીવનરમણા અને અલ્પ સાહિત્યરચનાને જોડાજોડ સરખાવીએ તો આ બે દૃષ્ટિઓ એકીસાથે ક્રિયાત્મક રહેતી આપણે જોઇ શકીશું. એમનું ખીલતું સાહિત્ય ઉચ્ચોચ્ચ કલાકોટિનું ન ગણવામાં આવે તોપણ એમાં વાક્યેવાક્યે જીવનદૃષ્ટિના વિચાર ગૂંથાતા અનુભવાશે જ. એટલેકે જીવન એમના સાહિત્યનું પ્રેરક હતું અને સાહિત્ય એમના જીવનનું પ્રકાશક હતું એમ સ્પષ્ટ દીસે છે. આ સૂક્ષ્મ રસાયન એમની છેલ્લી પળો સુધી જોઇ શકાય તેમ છે. એલિસ બ્રિજ પર પૌર્ણિમા નિહાળવી એ જેમ ભાઇ જયંતીલાલની જીવનલ્હાણ હતી તેમ મૃત્યુલ્હાણ પણ એ જ પૌર્ણિમા હતી. પૌર્ણિમાનું એક વૉટર-કલર દૃશ્ય એમણે દોર્યું હતું જે ગૂજરાત કૉલેજના ચિત્રપ્રદર્શનમાં પંકાયું હતું અને પારિ-

તોખિકને પાત્ર થયું હતું. જે આંખો પૌર્ણિમાની રાત્રિએ ગુજરાતણોના કોમળ કંઠથી સ્વરચિત રાસ લેવાના નિહાળતી હતી તે જ આંખોની જ્વલંત ભસ્મ એવી જ શીતળ પૌર્ણિમાની રાત્રિએ ઠરતી હતી!

એમના સંગ્રામતીર્થ સરખા જીવનના પ્રધાન રસ બે હતા: હાસ્ય અને વીર. સાહિત્યમાં યે એમના પ્રધાન રસ બે હતા: કરુણ અને વીર. હાસ્યથી એ કરુણને પોષતા અને વીરને પ્રગટતા. પૂ.બાપુજીની દાંડી-કૂચનો પ્રસંગ લઇ એમણે 'પૂર્વદૃશ્ય' નામે એક નાટ્યપ્રવેશ લખ્યો છે. જે આ નીચે ઉતાર્યો છે. તેમાં એક સ્વપ્નમગ્નગ્રત યુવકના ચિત્તનું અચ્છું ચિત્ર ખડું કર્યું છે. એ ચિત્ર ઘણે અંશે આત્મલક્ષી થયું છે એ તો જોનાર જોઇ શકશે.

## પૂર્વદૃશ્ય

[સ્થળ: કોચરબના રસ્તા પર આવેલો એક નાનો બંગલો. સમય: તા. ૧૨ મી માર્ચનું મંગળ પ્રભાત. રસ્તા પર લોકોની અથાગ મેદની જામી છે. ક્ષીર-સાગરની કલ્પનાને ગોપે એવો ધોળાં વસ્ત્રોનો સમુદ્ર ઊલટ્યો છે. પ્રતિ ક્ષણે 'મહાત્મા ગાંધીકી જે'નો શબ્દઘોષ થાય છે. બંગલાની બારીએ એક ૨૧–૨૨ વર્ષનો યુવક ઊભો છે. એના વાળ સવારની મીઠી લહરમાં ફરફર ઊડે છે. ગુલાબી મુખ પર પળેપળે વિષાદની વાદળી ચડી આવે છે. ભવાં જરા ઊંચાંનીચાં થાય છે. એની આંખ કાંઇક શોધતી હોય એમ ચમકે છે. એક પ્રચંડ ગર્જના થાય છે: 'મહાત્મા ગાંધીજીકી જે'. જરા ચમક્યો હોય એમ તે નીચે જુએ છે. એક ક્ષણમાં વીજળીની માફક આખો યે માનવસાગર વિખરાઇ જાય છે. યુવક એના જમણા હાથની આંગળીઓ માથાના ઊંચા હોળેલા વાળમાં પ્રસારીને તે પીંખતોપીંખતો આવી ઓરડામાં એક ખુરશી પર પટકાઇ પડે છે. એક ક્ષણમાં એ ઊભો થાય છે અને એકલો એકલો બોલે છે.]

'છટ્ પરીક્ષા, પરીક્ષા;—જહન્નમમાં જાય એ પરીક્ષા. મારે બી.એ. નથી

થવું, મારે એમ.એ. નથી થવું. આ એકસઠ વર્ષનો ડોસો આમ મૃત્યુને ભેટવા દોટ કાઢે અને હું આમ કાયરની માફક 'પરીક્ષા પરીક્ષા' 'કૅરિયર કૅરિયર'ની બૂમો પાડું? હવે એ નહિ બને—હવે આ સહન નહિ થાય.'

[એકદમ માથે ટોપી મૂકીને બહાર નીકળવા જાય છે ત્યાં ૩૫-૪૦ વર્ષનો એક માણસ જરા ગુસ્સામાં દાખલ થાય છે.]

'કેમ વિક્રમ શી ધમાધમ કરે છે?'

[વિક્રમ જરા અચકાઇને ઊભો રહે છે.]

'કાંઈ નહિ;-હું બહાર જાઉં છું-અસલાલી જાઉં છું.'

ચંદુલાલ: (આવનાર) શું? કેમ વાંચવું નથી? ભાન છે કે નથી? પરીક્ષા તો આવી.

વિક્રમ: (ધીમેથી) ભાન નહોતું; હવે આવ્યું છે. પરીક્ષાની વાત મને કરશો નહિ. હું પરીક્ષા નથી આપવાનો.

[ચંદુલાલ જોરથી એના માથાને પોતા તરફ ફેરવી, ડોળા કાઢી જોઇ રહે છે.]

ચંદુલાલ: આ શું ભસે છે? કેમ આજ તારૂં મગજ ભમી ગયું છે? જો મારી રજા વિના બહાર ગયો તો આ ઘરમાં ફરીથી પગ મૂકવા નહિ દઉં!

[એટલું કહી ચંદુલાલ ગુસ્સામાં ચાલ્યા જાય છે.]

વિક્રમ: (જોરથી આંટા મારે છે) ઘરમાં નહિ પેસવા દઉં! અરે તારૂં ચાલે તો મને સ્વર્ગમાં યે રોકવા આવજે ને . . . બસ હું તો જવાનો જ—ને એ પણ અત્યારે જ.

[બહાર જવા માટે ટોપી લે છે. એવામાં વિનોદ અને નૌતમ દાખલ થાય છે. બંને ફક્કડ કૉલેજીઅન છે.]

વિનોદ: (દાખલ થતાં) હલો! એ ચક્રમ, આ શી ધાંધલ છે?

નૌતમલાલ: તારા ભાઇએ કેમ દીવેલ પીધું હોય એમ દેખાય છે?

વિક્રમ: (ધીમેથી) એ તો કાંઇ નથી. પ . . ણ મારે બહાર જવું છે, મને માફ કરજો.

વિનોદ: અરે બેસ હવે ડાહ્યા. (હાથ પકડીને બેસાડે છે) હરામખોર, આ પીનડાવવી પડે એટલે પોબારા ગણે છે કે?

વિક્રમ: વિનુ, હવે એ ચાનો જમાનો ગયો. તારે આવવું હોય તો ચાલ મારી સાથે દાંડી.

[વિનોદ ચમકે છે.]

બંને: શું દાંડી? કેમ કાંઇ સ્ક્રૂ ઢીલો થયો છે કે?

વિક્રમ: હવે તો બધા યે સ્ક્રૂ ઢીલા થઈ જવાના છે, સમજ્યો. આ ચોપડીઓમાં આજ પૂળો મૂક્યો છે. અને ...ને કહી દેવાનો છું કે તારી જોડે છૂટાછેડા કરીને આઝાદીને પરણવા જાઉં છું. પાછો આવું તો બંગડી પહેરજે, નહિ તો માનજે કે દિવાનાને પરણી—એક ગુલામને પરણી, તે...

ઉપલા 'પૂર્વદશ્ય'માં જીવનઅનુભવનો આવેશ વધુ હોવાથી સાહિત્યદષ્ટિ હીણી રહી છે; છતાં તેજસ્વી અને સત્યસંકલ્પવતી છે તેની ના પડાશે નહિ. પરંતુ એમની જીવનદષ્ટિ વધુ ઊંચી, આદર્શજીવી અને નિર્મળ હતી.

જયંતીલાલ ઑટોગ્રાફના શોખીન હતા. અનુભવી મુરબ્બીજનોના જીવનમંત્રો લઇને એમણે અંતરભર સંઘર્યા હતા. એમાંના કેટલાક અહીં ઉતારૂં છું:

When man walks to God, God runs to man.

March 12/29 W. E. Fewson

The broken law of the Time-spirit breaks those who break it.

14th Feb. 1929 Ahmedabad H. Chattopadhyaya

Build Character if you would build an institution.

2/2/29. A. S. Gidvani

Youth shall reshape the world. K. F. Nariman

Character matters less than happiness, but there is no happiness without character. George Arundale

There is nothing new in the World. Rukmini Arundale

Be yourself. J. B. Kripalani

**નામરૂપ ટકવાનાં નથી. ટેક ટકશે. કાકા કાલેલકર**

Be a revolutionary. Kamaladevi Chattopadhyaya

**દોસ્ત ! દિલ સાફ રાખ. દુનિયાના તાલે તારું હૈયું અજબ નાચ કરશે.**
**ધનતેરશ સં. ૧૯૮૫ રવિભાઇ**

દાંડીકૂચ વખતે બાપુજીના 'રપાલી' બનવાનું માન જયંતીલાલે મેળવ્યું હતું. દાંડી મુકામે નમ્ર શિષ્યભાવે એમણે બાપુજીનો સંદેશ માગ્યો; ત્યારે એ પુણ્યચરિત આત્મા જયંતીલાલની અસ્થિર પણ આતુર મનોદશાને કળી ગયા અને એમણે નીચેનો સંદેશ લખી દીધો:

ચિ. જયંતીલાલ,

જે માણસ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે તેને પોતાનો માર્ગ સ્પષ્ટ સૂઝે છે. અત્યારે વિદ્યાર્થીમાત્રને સારુ પૂર્ણ આહૂતિનો સમય છે એ તો નિર્વિવાદ છે. તેમાં તમારું સ્થાન કયાં છે તે ઈશ્વર તમને બતાવશે.

દાંડી ૧૦-૪-૩૦ મોહનદાસના આશીર્વાદ

એ સંદેશને ભાઇ જયંતીલાલે કેટલી પરિપૂર્ણ સ્થિતિએ ઝીલ્યો છે તે એમના જીવનક્રમનું 'હૃદયમંથન' સિદ્ધ કરે છે.

આટલી તો એમની સાચી જીવનદષ્ટિ થઇ. પરંતુ શુદ્ધ સાહિત્યદષ્ટિ જોવી હોય તો એમના સુરત નિવાસના પત્રોમાં છે. 'પત્રાવલિ'માં છે એ સિવાય કુમાર કાર્યાલયને લખેલા પત્રોમાંથી બે છૂટાં અપ્રગટ અવતરણ અહીં ટાંકીશ:

૧

થોડા સમય પર અહીંઆ એક પારસી છોકરાની પાછળ બધા લાગેલા. એ છોકરાના સારાપણા માટે એક જ પ્રસંગ ટાંકું છું.

એક જણે તેને મશ્કરીમાં પૂછ્યું કે 'Mr. B..., why don't you appreciate Beauty?'

આ શબ્દો કોઇ કૅાલેજ વિદ્યાર્થિઓને ઉદ્દેશી બોલાયા હતા. ત્યારે તેણે જવાબ આપ્યો; 'If I want, I Can appreciate the beauty of my sister and mother.'

૨

અહીંઆ એક ભંગી રહે છે. એનું નામ સોગા કાનજી. હું ધારૂં છું કે 'ધૂમકેતુ' હોત તો આ પાત્રનો ઉપયોગ કર્યા વિના છોડત નહિ.

એનું જીવન સરળ અને સાદું છે. પોતાની સ્ત્રીના કામમાં એ ઘણી મદદ કરે છે,—પાણી પોતે ભરી લાવે છે, છોકરાંઓને રમાડે છે વગેરે આ બધું તો સ્વાભાવિક છે. પણ એની વિશેષતા એ છે કે એને અંગ્રેજી અને ફ્રેંચ આવડે છે. એ કોઇ દિવસ અમારી સાથે ગુજરાતીમાં વાત નહિ જ કરવાનો. હમેશાં અંગ્રેજીમાં બોલે છે. એના અંગ્રેજીમાં ક્રિયાપદનાં સાંસાં.

પહેલે દિવસે તેણે મને સવાલ કર્યો તેથી હું છક થઇ ગએલો. પછી ખબર પડી કે તે તો યુરોપમાં રખડી આવ્યો છે. છેલ્લી world-warમાં એ લડાઇમાં ગએલો. લગભગ આખો યે યુરોપ એ ફર્યો છે. અને જ્યારે કોઇ મોટો માણસ અહીં આવે છે ત્યારે એ પોતાના ખાખી suitમાં ત્રણ ચાંદ લટકાવીને સામો જાય છે. અહીંઆ Commission આવ્યું ત્યારે એ ગએલો.

Rawlinsonને એણે કહ્યું, 'I three medals. Professors no!'

Rawlinson હસી પડ્યો હતો. Gadgil સાથે તે Frenchમાં જ વાત કરે છે. એને એક પણ છોકરો નથી. જ્યારે કોઇ પૂછે કે 'એક પણ નહિ—' ત્યારે એ જવાબ આપે છે: 'God like' (જેવી પ્રભુની ઇચ્છા). પણ એ

પોતાની સૌથી નાની છોકરીને છોકરા તરીકે બોલાવે છે અને દિવસમાં દોઢસો વાર વિના કારણે હરતાંફરતાં 'એ તો એવો જ છે'—એ વાકય repeat કરે છે.

અમારો બાજરૂ એ સાફ કરે છે.

એમની સાહિત્યરુચિ ઊંચી હતી. જે ગ્રંથ એ વાંચતા તેનો ઉપયોગી સારભાગ ઉતારી લેતા. મોતીના દાણા જેવા અક્ષરોથી ભરેલી એ આખી યે પોથી મેં વાંચી છે. વાઙ્મયનાં સર્વે અંગોના તેઓ પ્રેમી અને જિજ્ઞાસુ અભ્યાસી હતા. રાષ્ટ્રપ્રેમ વચ્ચે એમણે સંસારી સ્વાર્થમોહને કદી આવવા દીધો નથી. પૈસેટકે સંકડામણમાં રહ્યા તોપણ સ્કૉલરશિપ છોડી. 'કૅરિયર'ના મોટા અભિલાષી હોવા છતાં કૉલેજ છોડી. યુ. ટી. સી.ના પદવી-ધારી થઇને પણ મીઠાચોર બન્યા. રાતદિવસના ઉજાગરા વેઠીને પણ અમદાવાદની કૉંગ્રેસ હોસ્પિટલમાં જખમી સૈનિકોની ઊભે પગે સારવાર કરી. જાતે દુઃખ, તિરસ્કાર અને ગ્લાનિ ખમીને ય સમાજની કુરૂઢિઓ સામે ઝુંબેશ જગાડી. આ સર્વ છતાં પોતાની પવિત્ર કલાપ્રીતિને કે નિર્મળ સાહિત્યસેવાને છેવટ સુધી ન છોડયાં. યૌવનની એ સર્વતોમુખી જ્વાલાને હું અલ્પ કલમબળે કેમ ગ્રહી શકું? ફક્ત એ અમર જ્વાલાની પુનિત ભસ્મને હું માથે ચડાવી લઉં છું.

જયંતીલાલ, પ્રત્યેક કલાકાર હોય છે તેમ, સૌંદર્યપૂજક અને સૌંદર્ય-સર્જક હતા. કન્યાઓની માર્દવભરી પ્રેરણા એ ઝીલતા હતા, પણ ઝીલીને બેસી ન રહેતા. એ પ્રેરણા વડે તેઓ અજબ જેવો પ્રાણ પ્રગટતા. ઘણીવાર જયંતીલાલ પેલા સ્વરૂપઘેલા નાર્સિસસ પેઠે પોતાના જ શરીર-સૌંદર્ય પર મોહી જતા. પરંતુ એમ કરવામાં એ પોતાના રૂપને જ વખાણતા નહોતા. પણ સ્થૂળ નામ આકાર પાછળ દેખાતા સૂક્ષ્મ આત્મ-

સૌંદર્યને જ પારખતા હતા. શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદ હેઠળ યુવકસંઘની બેઠકમાં શુદ્ધ ખાદી ન પહેરનારા મેમ્બરો વિષે આત્મ-નિષ્ઠાપૂર્વક સાત્ત્વિક ક્રોધે એ બોલ્યા હતા. એ જયંતીલાલ જેને યાદ હશે તેઓ એમના અકાળ દેહવિલય માટે અવશ્ય દુઃખી થશે. છતાં એ પ્રવાસી આત્માની પ્રાર્થના તો એક જ હતી—

ખેંચો મને જ્યોતિના પ્રકાશમાં રે લોલ;
જ્યોતિના પ્રકાશ દૂર દૂર જો. ખેંચો૦

*

આશાનું એક કિરણ દૂર દૂર લોલ;
તિમિરપટલ વીંટળાય જો. ખેંચો૦

તિમિરપટલમાં વીંટળાઇને એક કિરણ પર ચાલ્યા જતા એવા એમને નીરખીને આપણે નમીએ.

## આત્માની ઓળખ

ભાઇ જયંતીલાલ મૂળ અમદાવાદના વતની હતા. નાતે મોઢ વણિક હતા. એમનો જન્મ ઇ.સ. ૧૯૦૭ ના ફેબ્રુઆરીની ૨૭મીએ થયો હતો અને અવસાન ૧૯૩૦ના જુલાઇની ૧૦મીએ (સં. ૧૯૮૬ની અષાડી પૌર્ણિમાએ) થયું. ત્રેવીસ વર્ષની ટૂંકી કારકીર્દિમાં એ ઘણું કરી ગયા. અનેક મિત્રો કર્યા; ઘણી સમાજસેવા કરી; કેટલીક કલાપ્રવૃત્તિ આદરી. નૃત્યના એ શોખીન હતા. ભારતકલામંડળના પ્રયોગ-ઉત્સવમાં એ સુરત ગયા હતા અને આપણા અપ્રતિમ યુવક-કલાકાર કનુભાઇ કને એ નૃત્યના પાઠ પણ લેતા હતા. શરીરે સપ્રમાણ, સ્નાયુબદ્ધ અને કસરતી, દેખાવે રુચિર-દર્શન તેમજ આકર્ષક, સુરુચિના ઉપાસક, સુવિદ્યાના એકનિષ્ઠ ભક્ત, સ્વભાવે હસમુખા, હૃદયના શુદ્ધ, ચિત્તે પવિત્ર વૃત્તિના, એવા એમને જે કોઈ જોતા તે એમની સૂક્ષ્મ સમૃદ્ધિ પર મોહી જતા.

અમારી આત્મઓળખ ક્યારે થઇ એની આછેરી સ્મૃતિ જ રહી છે. પ્રથમ વાર કુમાર કાર્યાલયમાં અને પછી તો સલાપોસ રોડની મિત્રમંડળી-માં એ સુપરિચિત બની ગયા. સુખદુઃખની વિશ્રમ્ભકથા કરતાં એકાંત મિલનમાં કલાકો વીતતા અને ચા પી અમે છુટા પડતા ત્યારે એક આત્મીય સ્વજન જતું હોય તેટલો મને વિયોગ સાલતો. સગા ભાઈથી યે મને એ વિશેષ હતા અને છે. પણ આજે એ નથી; અને છે તો જુદી રીતે છે. એ અમૃતભરી સ્મૃતિ મેં સંઘરી રાખી છે. એ સ્મરણોના ઓળા ઘણીવાર નજરે તરે છે ત્યારે ભાઇ જયંતી વિષે એકપણ શબ્દ લખી કે બોલી શકાતો નથી. પ્રણયનો પૂર્ણ ભાવ પ્રેમી હૃદયથી કદી યે આલેખ્યો જાય છે ખરો ? આજે છ છ માસના રૂંધન પછી નછૂટકે એ લખવો પડે છે ! લખવો પડે છે ત્યારે ય લખાતો નથી જ.

અમદાવાદના યુવકવર્ગને ભાઇ જયંતીલાલે શોભાવ્યો છે. જેટલું રસ-ભર તેટલું જ ઉદ્યોગરત, પરાક્રમશીલ અને સ્વાશ્રયપૂર્ણ જીવન એમણે ગાળ્યું છે. મારે મન એ અણમૂલ છે. વિશ્વપ્રેમભાવ એ પાળતા, પણ સ્વદેશપ્રેમ સાચવીને. કેટલાક મોટેરા ધર્માંધો કરે છે એવી 'ઘરનાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' દેવાની ખોટી રહેણીકરણી એમની ન હતી. પ્રત્યેક સ્વધર્મનિષ્ઠ યુવકમાં હોવી જોઇએ એવી 'સર્વોદય'ની ઉદાત્ત ભાવના ને ઉચ્ચનીચનો અભેદ એમની સાહિત્યકૃતિઓમાં નજરે ચડે છે.

એમના સાહિત્યને હું કસોટીએ નહિ ચડાવું. આજે એ સરાણ કેમ ચાલે ? છતાં ભાઇ જયંતીલાલ મારી કને આવી કેટલી યે કવિતાઓ સુધરાવી જતા. મારા સંપાદન તળે રહેલા 'વીણા'ના અંકમાં 'ઉજડ બાગને' નામનું કાવ્ય એમણે મને ગદ્દગદ્દ કંઠે દીધેલું ! સાચે જ, એમને સૂઝ્યું હતું કે પોતાનો જીવનબાગ વાનરોએ ઉજડ કરી મૂક્યો હતો. એ સ્વા-નુભવનો ઉદ્દગાર આજે વધુ સાચા રૂપમાં હું જાણી શક્યો છું. છતાં

જયંતીનો આત્મા કદી ડગ્યો ન હતો. અંતરમાં કરુણાસાગર ઊછળતો અને આંખમાં આશાની સોનેરી ચમક ચળકતી! એવડું અમોલ અને અઘોર ભાઇ જયંતીનું ટૂંકું જીવન હતું. કપરા સંજોગોના ખડકોને કોરી એણે પોતાની કેડી કરી હતી. એ કેડીનાં પ્રથમ પગલાં હજી મંડાતાં હતાં ત્યાં તો એ અદૃશ્ય થયાં! મને તો આત્મશ્રદ્ધા છે કે એ આત્મા કોઇ પરમ ગતિએ પોતાની વાંછેલી 'મધુરી સૃષ્ટિ'માં વિહરે છે. તપશ્ચર્યા તપી રહેનારાં એમનાં સંબંધીજનોને એવી જ આત્મશ્રદ્ધા વસો કે

ભવપાર જતો
એક આત્મ રગ્યો.

इति शम्

દશેરા • ૧૯૮૭

**દેશળજી પરમાર**

# સાહિત્ય-કૃતિઓ



માણસના આત્મામાં રહેલા ભાવોની સંસ્થિતિઓ રસાનુભવ ઉર્ફે સંતર્પણની સ્થિતિઓ છે. તેવી સ્થિતિ, ભાવ ને રસના તેવા અનુભવ, માણસમાત્રને સર્વ-સામાન્ય હોવાથી તે સર્વનું પ્રત્યક્ષીકરણ વા આલેખન જેમાં હોય તેવી રચના—કાવ્ય કે નાટક, નવલ નવલિકા કે રસભર નિબંધ,--પ્રત્યેક માણસને માણસ તરીકે, રસ હરકોઇ રૂપમાં જેનું જીવિત છે તેવા બુદ્ધિમાન લાગણી-વાન સ્મૃતિભોગી કલ્પનાશીલ પ્રાણી તરીકે, આકર્ષે છે ને વશ કરે છે; તેના આત્માને સૂક્ષ્મતમ અલૌકિક સંતૃપ્તિનો અધિકારી ઠરાવે છે. એવાં આકર્ષણ ને વશી-કરણ કરનાર હરેક રચના તે સાહિત્ય. (વિજયરાય)

# હું ને તું જુદા નથી

પ્રભુ, હું તને શોધતો હતો; તું કંઇ યે ન જડચો. પણ . . . .

અમાસની રાત્રિ ભયંકર હતી. પૃથ્વીએ શ્યામ ચૂંદડી ઓઢી હતી. આકાશમાં ઝાંખીઝાંખી તારલીઓ ટમટમતી હતી. થોડે દૂર મારી સામે જ એક દીવો બળતો હતો. હું ચાલતો હતો તેમ તેમ દીવાલ પર પડતો મારો પડછાયો મોટો થતો જતો હતો. ધીમેધીમે એ વધતો ગયો . . . અને . . . આખરે એ દીવાલ પર જ અદૃશ્ય થઇ ગયો.

મારું ચિત્ત શાંત હતું. મન વિચારવમળમાં ગૂંથાયું. એ ભીંતને જગત કલ્પ્યું. એ નાના દીવાને બ્રહ્મજ્યોતિ–પરમ પ્રકાશ કલ્પ્યો. જ્યારે હું તે પ્રકાશથી દૂર હતો ત્યારે એ સમસ્ત જગતમાં હું નાનો શો પડછાયો હતો. પણ જેમજેમ મેં એ પ્રકાશ તરફ પગલાં ભર્યાં તેમતેમ તે પડછાયો વિશાળ થવા માંડચો; અને આખરે તો એ જગતમાં જ એકરૂપ–તદ્રૂપ થઇ ગયો.

મનુષ્ય જ્યારે પ્રભુના તેજથી દૂર હોય છે ત્યારે તે પોતાને જગતથી તદ્દન નિરાળો, તદ્દન નાનો કલ્પે છે. જેમજેમ એ પ્રકાશ તરફ પગલાં માંડે છે તેમતેમ પોતાની અને અન્યની એકરૂપતા સમજે છે; અને છેવટે તો સમસ્ત જગત સાથે તદ્રૂપતા સાધે છે.

ત્યારે મને થયું કે હું જગતથી જુદો નથી; મને લાગ્યું કે તું જગતથી જુદો નથી.

પ્રભુ, હું ને તું જુદા નથી.

# કળાના સ્ફુટ વિચારો

કળા અને કુદરતનો સંબંધ બીજ અને વૃક્ષ જેવો છે. કુદરત પહેલી કે કળા પહેલી એ વસ્તુનો નિર્ણય કરવો એ કામ, દેખાય છે તેટલું સહેલું નથી. કુદરતમાં જ્યાંજ્યાં દૃષ્ટિ ઢાળો ત્યાંત્યાં કળા નજરે પડે છે; એટલે એટલું તો સિદ્ધ થાય છે કે કુદરતની ઉત્પત્તિમાં જ કળાનાં તત્ત્વો સમાએલાં છે. બીજી વાર દૃષ્ટિને કળા તરફ દોરશો તો માલૂમ પડશે કે કુદરત વિના તો કળા પણ નથી. ત્યારે કળા કુદરત પર જીવે છે અને કુદરત કળાને લીધે જ છે એટલું સિદ્ધ થાય છે. તેથી આપણે કળાને 'કુદરત' અને કુદરતને 'કળા' કહી શકીએ.

卐 卐

વળી કળા અને કુદરતનો સંબંધ માતા તથા પુત્રી જેવો પણ ગણી શકાય. કુદરતમાં રહેલાં તત્ત્વોમાં ચિત્રકાર—જે કળાનો સ્રષ્ટા છે તે પોતાનાં અમુક તત્ત્વો ઉમેરીને જે વસ્તુ ઉપજાવે છે તે જ કળા છે. કોઈ પણ સારા ચિત્રકારના ચિત્રમાં તેના સ્વભાવની અને ગુણોની છાપ પડ્યા વિના રહેતી જ નથી. અને તેથી જ કળાની બીજી વ્યાખ્યા Nature+Human nature=Art થાય છે.

卐 卐

વધુ વિચાર કરતાં જણાશે કે કળા એ કુદરત નથી પણ તેનું એક નવું જ સ્વરૂપ છે. પાશ્ચાત્ય ચિત્રકારો ફક્ત કુદરતના બાહ્ય અંગને જ વળગી રહીને કામ કરે છે, જેથી કળાના અર્ધદગ્ધ ઉપાસકોને તે અતિ મોહક અને કળાભર્યું લાગે છે. પરંતુ સાચી વસ્તુ તો એ છે કે કળા દ્વારા જે સૌંદર્ય વ્યક્ત થવું જોઈએ તે ફક્ત શારીરિક જ નહિ પણ આધ્યાત્મિક હોવું જોઈએ.

卐 卐

બીજું, કળાનો આદર્શ ગુલામગીરી કરવાનો નથી; પરંતુ આદર્શ રજુ કરવાનો છે. દરેક ચિત્રકાર પોતાને સુંદર લાગે એવાં જ સ્ત્રીપુરુષો કે બીજી વસ્તુઓ દોરે એ જ ઈચ્છવા યોગ્ય છે.

卐 卐

કળાની ઉત્પત્તિ અવ્યવસ્થામાંથી છે. અવ્યવસ્થ વસ્તુઓને વ્યવસ્થિત રીતે ગોઠવવી એનું નામ કળા. એટલે આનો અર્થ એવો નથી થતો કે કુદરતી રીતે ગોઠવાએલી વસ્તુઓમાં કળા નથી. અસ્તવ્યસ્ત (સાધારણ દૃષ્ટિએ) કેશથી અર્ધ આચ્છાદિત મુખકમળવાળી નિદ્રાધીન યુવતીમાં જે કળા દૃષ્ટિગોચર થાય છે તે કળા વેણી ગૂંથેલી ગંભીર મુખે ચાલી જતી સ્ત્રીમાં નથી જ નજરે પડતી. એટલે નરી આંખે જે અવ્યવસ્થા દેખાય છે તે કળાની દૃષ્ટિએ ઘણીવાર વ્યવસ્થિત લેખાય છે. માટે જ 'વ્યવસ્થા'નો ઊંડો અર્થ સમજવાની જરૂર છે.

卐 卐

કળામાં સ્વચ્છતા જોઇએ. સ્વચ્છતા રહિત કળા એ કળા જ નથી. પણ આ સ્વચ્છતાનો અર્થ સાધારણ સ્વચ્છતા નથી થતો. ફાટેલાં અને મેલાં કપડાં પહેરીને તૂટેલી વીણાના ખોખરા સૂર ખખડાવતો કોઇ ગરીબ ડોસો રસ્તા પર ભીખ માગવા બેઠો હોય એ ચિત્રમાં સ્વચ્છતા કેવી રીતે સંભવે? તેનાં કપડાં, શરીર, પાથરણું, બધું જ મેલું હોય, છતાં કળાની દૃષ્ટિએ એ અસ્વચ્છતા નથી લેખાતી. જે જગાએ જે રંગ જોઇએ તે રંગને બદલે જરા પણ જુદી જાતનો રંગ પૂરી દઇએ એ કળાની દૃષ્ટિએ અસ્વચ્છતા ગણાય.

卐 卐

જ્યારે વ્યવસ્થા અને સ્વચ્છતાનો મેળ સધાય ત્યારે તેમાંથી કળાનાં કિરણો પ્રગટવાં જ જોઇએ—તેમાંથી સૌંદર્ય ઝરવું જ જોઇએ. જો

વ્યવસ્થા અને સ્વચ્છતાની સાથે ભાવ ન હોય તો ચિત્રકાર ધારે તેટલું સૌંદર્ય દીપી નીકળતું નથી. રેખા અને રંગ ચોક્કસ અને સાચાં હોવા છતાં પણ આત્મા વિનાના ચિત્રમાં સૌંદર્યનાં દર્શન અલભ્ય હોય છે.

તેથી જ ઘણી વાર એવું બને છે કે પહેલી વસ્તુનો બીજી માટે અને પહેલી તથા બીજી વસ્તુનો ત્રીજી માટે ભોગ આપવો પડે છે. અને એ વસ્તુ હિંદી કળામાં સંપૂર્ણપણે દેખાય છે. અજંતાનાં ચિત્રોમાં જેટલું ધ્યાન ભાવ ઉપર અપાયું છે તેટલું બીજા કશા પર અપાયું નથી. અને કળાની દૃષ્ટિએ એ જ કળા સૌથી ઉત્તમ ગણાય છે.

卐 卐

પશ્ચિમના ચિત્રકારોમાં ભાવને પ્રધાનપદ આપવામાં આવે છે ખરું; છતાં પણ પહેલી અને બીજી વસ્તુ પર એટલું બધું ધ્યાન અપાય છે કે જોઇએ તેવા સુંદર ભાવ લાવવા માટે તેમની આહૂતિ નથી જ અપાતી. આપણે એક દાખલો લઇએ. બુદ્ધની એક સુંદર મૂર્તિ લો અને ગ્રીકની એક મૂર્તિ લો. ગ્રીક મૂર્તિ બુદ્ધની મૂર્તિ કરતાં શારીરિક સૌંદર્યમાં બેલાશક ચડિયાતી હશે; પણ મુખ પરના ભાવો તરફ દૃષ્ટિ કરશો તો તમને માલૂમ પડશે કે સ્નાયુઓના અનહદ સૌંદર્યને લીધે મુખ પરનું આધ્યાત્મિક સૌંદર્ય જોવાની તક તમને ગ્રીક મૂર્તિમાં નહિ મળે. જ્યારે બુદ્ધની મૂર્તિમાં પહેલી દૃષ્ટિએ જ આધ્યાત્મિકતાની છાપ તમારા પર પડશે. આ દૃષ્ટિએ હિંદુસ્તાનની કળા પશ્ચિમની કળા કરતાં ચડિયાતી છે.

卐 卐

બીજું, આટલાં જ તત્ત્વોથી કળાની સમાપ્તિ થતી નથી. કળા એ કવિતા જ છે; અને એની અંદર પણ કવિતાનાં સામાન્ય તત્ત્વો આવે છે. જેમકે વ્યક્તિત્વ, ભાવના, અલંકાર અને કલ્પના ઇ૰ તત્ત્વો કળામાં

પણ જોઈએ જ છે. તુલનાશક્તિ, ઊંડી નજર, એકતા, સ્મરણશક્તિ, ઈ. નો પણ ઓછો ખપ પડતો નથી.

卐 卐

આ સર્વે વસ્તુઓ કરતાં ચિત્રકારનું ચારિત્ર્ય, વ્યક્તિત્વ અને આજુબાજુનું વાતાવરણ એ ચિત્રકળા પર અજબ અસર કરે છે. ચારિત્રશીલ ચિત્રકારની કળામાં પણ દૈવી ભાવના જાગતી લાગશે; જ્યારે ચારિત્રહીન ચિત્રકારનાં ચિત્રો જોવાથી તરત જ કામવાસના કે એવી જ વિકારવૃત્તિ ઉત્પન્ન થશે. જો ચિત્રકાર કે કળાકારની આજુબાજુનું વાતાવરણ કળાભર્યું હોય તો તેની અસર તેના પર અને તે દ્વારા તેની કળામાં જરૂર થવાની જ. હલકા વાતાવરણમાં રહેતા કળાકારોના વિચાર અને ભાવ પણ તેવા જ હોય છે અને એ તેમની કળામાં ઊતરી આવે છે. આવી કળાને કળા કહેવાય જ નહિ. કારણકે **Art without Morality is no Art**; અને એનો નાશ પણ સત્વર જ થાય છે.

卐 卐

કળા માટે છેલ્લી વાત વાતાવરણની કરી. અને એ વાતાવરણ પ્રસરાવનારા લોકો છે. જો લોકો જ સાચું ને કળામય જીવન જીવી જાણતા ન હોય તો કળાકારોમાં સાચી કળા ઉપજાવવાની પ્રેરણા કે ચૈતન્ય કાંઈજ નથી આવતાં. એટલે લોકોનું જીવન એ જ કળાનો મુખ્ય આધાર છે. જેવાં જીવન એવી જ કળા. પશ્ચિમના મોજશોખભર્યાં અને જડવાદી વિચારોમાં ઊછરેલા ને કામ કરી રહેલા મહા કળાકારો પણ એક સારા ચિત્રકાર જેટલું ભાવભર્યું ચિત્ર આલેખવામાં નિષ્ફળ જ જાય છે. એનું કારણ પણ લોકજીવન ને વાતાવરણ છે. એની જ છાપ ચિત્રકારના માનસ પર પડે છે, ઘડાય છે અને કળાના

રૂપમાં વ્યક્ત થાય છે. અને એ કળા, બીજ—ફળ—ન્યાય પ્રમાણે મૂળ બીજ જેવી જ—પરંતુ વિકાસ પામેલી હોય છે.

卐 卐

કળામાં જે સૌંદર્ય છે તે સૌંદર્ય સાધારણ સૌંદર્ય જેવું નથી હોતું. એ સૌંદર્ય ભવ્ય હોય છે. વિરાટ પુરુષની જે કલ્પના છે તે સુંદરમાં સુંદર પ્રતિમા કહી શકાય—પણ તે કળાની દૃષ્ટિએ જ. સાધારણ માણસ તો કહેશે કે તેનાથી તો બીક જ લાગે.

सहस्रशीर्षः पुरुषः सहस्राक्षः सहस्रपात्

એવા સ્વરૂપથી બીક નહિ તો બીજું શું લાગે ?

પણ સાચા સૌંદર્યનાં દર્શન કરવા માટે જો દૃષ્ટિ કેળવી હોય તો આમાં જે સૌંદર્ય છે તે સૌંદર્ય બીજી કોઈ વસ્તુમાં નથી એમ આપણે જ કહી દઈએ. સૌંદર્ય પારખવાની શરૂઆત તમે એક સુકુમાર ફૂલથી કરો. પછી તમને તેની ડાળી પર રહેલા કાંટામાં પણ સૌંદર્ય લાગશે. ધીમે ધીમે તમને ખળખળ વહેતી નદી અને લીલીછમ ઝાડીમાં આનંદ આવશે. તે પછી વધુ નિરીક્ષણ કરતાં તમને પાનખરનાં સૂકા તથા ભયાનક જંગલો અને ભીષણ અવાજે દોડતી ચોમાસાની નદીમાં પણ અદ્‌ભુત સૌંદર્યનું દર્શન થશે. એથી પણ વધુ ભવ્યતાભર્યું સૌંદર્ય મહા નગરાજ હિમાલય જેવા, મહોદધિ અને વાવાઝોડાં, તોફાન, ઇ૦ માં જણાવા માંડશે. જો એટલે સુધી સૌંદર્ય પારખવાની શક્તિ આપણે કેળવી હોય તો આ વિરાટ સ્વરૂપમાં પણ ભવ્યતાભર્યું સૌંદર્ય નીતરે છે એ ખ્યાલ આપણને સહજ આવી શકશે. વળી

स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठत् दशांगुलम्

એ પ્રમાણે તો એ સૃષ્ટિને વીંટળાઈ વળ્યો છે અને દશ આંગળ ઉપર તરી આવ્યો છે. એ दशांगुलम् તે જ કલ્પનાવિહીન અને આંખને

ન ગમે તેવો ભાગ છે. પરંતુ સૃષ્ટિસૌંદર્યને વીંટળાઇ વળેલો એ તો સૌંદર્યમય જ હોય ને?

વળી આ તો તેના એક ચતુર્થાંશ ભાગની જ વાત થઇ. ત્રણ ચતુર્થાંશ તો અગમ્ય અને અકલ્પ્ય છે. એ ભવ્યતામાં Romanceનાં તત્ત્વો નથી તરી આવતાં? એ Romance જ સૌંદર્ય સર્જે છે. એટલે આવું નરી આંખે—દૃષ્ટિએ. લાગતું વિકરાળ સ્વરૂપ કળાની દૃષ્ટિએ સુંદરમાં સુંદર ગણાય છે. કળાનું સૌંદર્ય તેથી જ સાધારણ સૌંદર્યથી જુદું જ લાગે છે.

卐 卐

કળામાં કલાકોવિદોની માનસિક મૂર્તિ કલ્પના રૂપે પરિણામ પામે છે. અનંત સાન્ત રૂપમાં વિરામ લે છે. અનંતનું સાન્ત રૂપે દર્શન થવું એ જ સૌંદર્ય; અને તેનું સાનંદ દર્શન કરાવે તેમાં જ કળાની સાર્થકતા.

卐 卐

સર્વે કળાઓ રસમાં વિરામ પામે છે.

# નૃત્ય વિષે કંઈક

સર્વ કળાઓનું ઉત્પત્તિસ્થાન ચિત્ત છે. જ્યારે માણસને હર્ષ, શોક, ક્રોધ, શાંતિ વગેરે લાગણીઓનો અતિરેક થાય છે ત્યારે તે લાગણી માણસના શરીરના હલનચલનમાં, ભાષામાં અથવા બીજી ઘણી રીતે બહાર વ્યક્ત થાય છે. આમાંની લગભગ સઘળી લાગણીઓ વ્યક્ત થતાં અમુક સૂક્ષ્મ કે સ્થૂલ સ્વરૂપ પકડે છે, અને તે સ્વરૂપને આપણે 'કળા'ના નમૂના તરીકે ઓળખીએ છીએ. અર્થાત્ જ્યારે ખૂબ આનંદમાં આવી ગએલો કોઇ માણસ હાથપગના અને શરીરના બીજા વિભાગોના ચલનથી એ આનંદને વ્યક્ત કરે છે ત્યારે તેને આપણે નૃત્ય કહીએ છીએ. જ્યારે કોઇ વ્યક્તિ પોતાના આદર્શને કાગળ પર, કપડા પર કે પથ્થર પર ચીતરવા મથે છે ત્યારે તે ચિત્ર બને છે. આ પ્રમાણે લગભગ દરેક કળા એ મનુષ્યની લાગણીઓના અતિરેકનું જ પ્રદર્શન છે; એનો સ્થૂલ વા સૂક્ષ્મ આવિર્ભાવ—પ્રકટીકરણ છે.

卐 卐

નૃત્ય-નૃત્યનો સૌથી પ્રથમ નિર્દેશ શિવના તાંડવનૃત્યની કલ્પનામાં છે. જ્યારે શંકરે ગજાસુરને માર્યો અને એનું લોહીથી તરબોળ ચર્મ ઓઢી એક હાથે ડમરૂની ડાકલી બજાવતા, ગળાના સર્પોને જાગૃત કરતા, હિમાલયના ઉત્તુંગ શિખર પર ભયંકર નૃત્ય કરવા લાગ્યા, ત્યારે આખી યે સૃષ્ટિ એ સાથે તાલમાં નાચવા લાગી. એ નૃત્ય તે શિવનું તાંડવનૃત્ય. ત્યાર પછી બીજો નિર્દેશ મહાભારતમાં અર્જુનના નૃત્યનો આવે છે.

આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે સૃષ્ટિના મંડાણથી જ નૃત્ય હતું.

卐 卐

પુરાણોની કલ્પનાને બાજુ પર રાખીને વિચાર કરતાં પણ આપણને જણાય છે કે આખી યે સૃષ્ટિમાં એવો એક પણ માણસ, પશુ, પક્ષી કે અણુ પરમાણુ નહિ હોય જે ગતિમાન ન હોય. કુદરતમાં દૃષ્ટિ-ગોચર થતી બધી જ વસ્તુઓ પ્રતિ પળે ગમન કરે છે—અને એ ગમન તે જ નૃત્ય—નૃત્યનું અસંસ્કારી સ્વરૂપ. જ્યારે એ ગતિમાં કંઇક તાલબદ્ધતા, કંઇક મૃદુતા, કંઇક સંયમ, કંઇક લાલિત્ય આવે છે ત્યારે તે નૃત્ય બને છે. નૃત્ય એ દરેક માણસને સહજ છે; અને તેથી દરેક મનુષ્ય—જંગલી કે સુશિક્ષિત—નૃત્ય કરે છે અને આનંદ માણે છે.

જગતની શરૂઆતથી કે આજ સુધી જગતની દરેક પ્રજાએ નૃત્ય કર્યું છે, અને જ્યાં સુધી જગત ચાલશે ત્યાં સુધી તે પણ ચાલશે જ.

 

અહીં એક વિચાર કરવો ઘટે છે કે માત્ર સ્ત્રીઓને જ નૃત્ય શોભે એવી માન્યતા આપણામાં કેમ ચાલી આવી છે? એનાં અનેક કારણોમાં એક એ છે કે સ્ત્રીઓના શરીરનો બાંધો ઘણો જ કોમળ હોય છે, એમનામાં કુદરતી લાલિત્ય હોય છે, અને સ્ત્રીજાતિમાં પ્રભુએ સુંદરતા અને સંગીતપ્રિયતા પણ પુરુષ કરતાં વધારે મૂકી છે. આ બધાં કારણોને લેઇને પુરુષ કરતાં સ્ત્રીનું નૃત્ય વધારે કોમળ, લાલિત્યભર્યું અને સંગીતમય થાય છે; અને તેથી એ કળા સ્ત્રીઓએ જ ખીલવી અને પુરુષોએ તેનો ઉપયોગ મૂકી દીધો. જેથી આપણામાં એવો એક રિવાજ જ પડી ગયો છે કે પુરુષથી નૃત્ય થાય જ નહિ. એ માન્યતા જુઠ્ઠી છે અને હવે આપણે તે જુઠ્ઠી પાડવી જ રહી.

# જીવન અને કળા

જીવન અને કળાનો સંબંધ સૃજનજૂનો છે. મનુષ્ય જ્યારથી 'જીવન જીવતાં' શીખ્યો ત્યારથી જ તેનામાં કળાનાં તત્ત્વો ઓછાવત્તા પ્રમાણમાં દૃશ્યમાન થવા લાગ્યાં. જૂનામાં જૂના–જંગલી મનુષ્યને પણ પોતાની દેહ શોભાવવાનો અને વાતાવરણ સુંદર બનાવવાનો મોહ હતો જ. અમેરિકાના 'રેડ ઇન્ડીઅન્સ' પક્ષીઓનાં પીંછના સુંદર મુકુટો બનાવી માથે પહેરતા, કોડી અને શંખલાની માળાઓ બનાવતા અને ચિત્રવિચિત્ર શણગારો ધારણ કરતા; એટલું જ નહિ પણ સુંદર દેખાવા માટે શરીરને જુદીજુદી રીતે રંગતા. આફ્રિકાના જંગલી લોકોમાં પણ એવો જ રસ દેખાય છે. અને અમેરિકા અને આફ્રિકા જેવા દૂર દેશો સુધી જવાની પણ આપણે જરૂર નથી; કારણકે આપણા જ દેશમાં કળા વિષે આપણા પૂર્વજોની લાગણી આપણા જેટલી જ તીવ્ર હતી. આ વાત નિ:શંક સિદ્ધ છે કે જીવન અને કળાનો સંબંધ સૃષ્ટિ જેટલો આદ્ય છે. અર્થાત્, કળા વિનાનું જીવન એ મનુષ્યજીવન નહિ પણ પશુજીવન છે.

જીવનનો અર્થ તો આપણે જાણીએ છીએ. પણ કળા એટલે શું? કળાની વ્યાખ્યા જેટલી સહેલી છે તેટલી જ અઘરી છે. હજારો કળાવિદોએ સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક એવી અસંખ્ય વ્યાખ્યાઓ આપી છે, અને દરેક વ્યક્તિ પોતાના મંતવ્ય અનુસાર એકાદ પસંદ કરે છે. મને કળાની સૌથી સુંદર વ્યાખ્યા 'Art is God manifested as Beauty' (એટલેકે 'કળા એ પરમાત્માનું સૌંદર્ય–સ્વરૂપ છે.') એ લાગે છે. અને તેનાં અનેક સબળ કારણો છે. સર્વે એટલું તો જરૂર કબૂલ કરશે જ કે મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનું અંતિમ ધ્યેય પ્રભુનો સાક્ષાત્કાર

જ છે; અને કળા પણ મનુષ્ય-પ્રવૃત્તિ હોઇ સ્વાભાવિક રીતે જ એ તરફ વળે છે. વળી, 'Beauty is Truth' (સૌંદર્ય એ જ સત્ય છે) અને सत्यान्नास्ति परोधर्मः-સત્યથી પર બીજો કોઇ ઉચ્ચ ધર્મ નથી. એટલે કે ધર્મ, સત્ય, સૌંદર્ય, કલા અને પરમાત્મા એ એક જ વસ્તુ છે; અને એ વસ્તુઓનો સંબંધ એટલો બધો ગાઢ અને દઢ છે કે તે કોઇ કાળે, કોઈ સ્થળે, કોઈ રીતે, છૂટો પાડી શકાય જ નહિ.

સૌંદર્ય કળા સર્જે છે એ વાત સાચી છે. પરંતુ સૌંદર્ય પણ અમુક તત્ત્વોના પરિણામ રૂપ જ છે. જેટલા પ્રમાણમાં એ તત્ત્વો જીવનમાં ખીલ્યાં હોય તેટલા પ્રમાણમાં જીવન કળામય બન્યું ગણાય અને મનુષ્ય પ્રભુપંથે પળ્યો મનાય. એ તત્ત્વો તે જ સ્વચ્છતા અને વ્યવસ્થા. જો જીવનમાં સ્વચ્છતા અને વ્યવસ્થા ન હોય તો સૌંદર્ય કોઇ કાળે પ્રગટે જ નહિ અને જીવન ઉન્નત બને નહિ. આ જ કારણને અંગે અંગ્રેજીમાં 'Cleanliness is next to Godliness' સ્વચ્છતા એ પ્રભુપદનું બીજું પગથિયું છે એમ કહેવામાં આવે છે.

આપણાં-હિંદીઓનાં જીવન એટલાં બધાં અસ્વચ્છ અને અવ્યવસ્થિત થઇ ગયાં છે કે જ્યારે આપણે કોઇ સુંદર, સ્વચ્છ અને વ્યવસ્થિત ઘર જોઈએ છીએ ત્યારે આપણને હર્ષ અને આશ્ચર્ય ઉદ્ભવે છે. કળામાં-સૌંદર્યમાં આનંદ પ્રગટાવવાની આંતર્ગત ખૂબી રહેલી છે જ; અને સૌંદર્યના દર્શનથી આપણને આનંદ થાય એમાં નવાઇ નથી. પરંતુ જે આશ્ચર્ય આપણને ઘેલાતૂર બનાવે છે તે માત્ર આપણી નબળાઇ કે ઊણપનું જ પરિણામ છે. એ નબળાઇ તે અસ્વચ્છ અને અવ્યવસ્થિત જીવન. વળી ઘણાં મનુષ્યો તો એમ જ માને છે કે પૈસાદાર સિવાય બીજાં મનુષ્યો કળામય જીવન જીવી જ ન શકે. આથી વધુ દુર્ભાગ્ય બીજું શું હોઇ શકે? હું ખાતરીથી કહું છું કે મનુષ્ય ધારે તો થોડામાં

થોડા ખર્ચે સુંદર અને કળાભર્યું જીવન ગાળી શકે છે; માત્ર પૈસાદારનો જ એ ઇજારો નથી.

માત્ર સ્વચ્છતાથી જ કળા નથી ઉદ્દભવતી. વ્યવસ્થા એ સૌંદર્ય ઉપજાવવા માટે એક જરૂરી વસ્તુ છે. વ્યવસ્થા એટલે વસ્તુઓની ઉચિત ગોઠવણ. જ્યારે વસ્તુઓ અસ્તવ્યસ્ત પડી હોય છે ત્યારે તે આપણી દૃષ્ટિએ બેડોળ લાગે છે, પણ એ જ વસ્તુઓને જ્યારે પરસ્પર સંબંધ સમજી ગોઠવવામાં આવે ત્યારે ઘણી જ આકર્ષક અને સૌંદર્ય-વાહી નીવડે છે. એટલેકે સૌંદર્ય એ વ્યવસ્થાનું સહજ પરિણામ છે એમ કહીએ તો ચાલે.

સાધારણ રીતે આપણે 'વ્યવસ્થિત'નો ઘણો સંકુચિત અર્થ કરીએ છીએ. આપણે એમ માની લઇએ છીએ કે માત્ર ભૌમિતિક આકારો (geometrical shapes)માં જ વ્યવસ્થા સમાએલી છે; પણ વસ્તુસ્થિતિ કંઇક જુદી જ છે. આપણી આ ગંભીર ભૂલનું ભાન આપણને કુદરતમાં થાય છે. કમળની પાંદડીઓ ભૌમિતિક આકારમાં ગોઠવાએલી હોય છે, અને જરૂર તેમાં અદ્દભુત સૌંદર્ય હોય છે. પરંતુ ગ્રીષ્મમાં કેરીના ભારથી નમી ગએલી આંબાની વિસ્તૃત ડાળીઓ અને વળ ખાઈ ખાઇ થડને અવલંબી રહેલી વેલીઓમાં શુદ્ધ ભૂમિતિમય આકારોનાં દર્શન નહિ થાય. છતાં તેનું સૌંદર્ય આપણાથી ક્યાં અજાણ્યું છે? એટલે વ્યવસ્થાનો અર્થ આટલો જ કરવો યથાર્થ છે: 'સૌંદર્યમાં પરિણમે એવી, વસ્તુઓની ઉચિત ગોઠવણ.'

પણ—આ સ્વચ્છતા અને વ્યવસ્થા ક્યાંથી અને કોની મારફતે ઉદ્દભવે છે? હવે આપણે તે જ વિચારીશું.

ઘર સાધારણ રીતે સ્ત્રીઓનું જ ગણાય છે, અને તેનાં અનેક કારણો પૈકી એક એ છે કે તેઓ પુરુષ કરતાં ઘેર વધુ સમય ગાળે

છે, ઇચ્છાએ કે અનિચ્છાએ. એટલે ઘરની વ્યવસ્થાની મોટી જવાબદારી સ્ત્રીઓને શિર રહે છે. અલબત્ત પુરુષોનો પણ તેમાં હિસ્સો છે; પણ મુખ્યત્વે એ ફરજ સ્ત્રીઓની છે. તેથી જ કળા ઉપજાવવામાં સ્ત્રીઓ ઘણો મોટો ફાળો આપી શકે. ઘરમાં સ્વચ્છતા અને વ્યવસ્થા હોય તો દેવ પણ વાસો વસવા આવે; ગંદા ઘરમાં તો માણસ પણ ન રહી શકે. સાધારણ રીતે જ મનુષ્યને ચોખ્ખું ઘર વધુ ગમે છે, કારણકે મનુષ્યમાં એક અદ્‌ભુત અદૃશ્ય શક્તિ રહેલી છે કે જે જીવનને ઉન્નતિ તરફ જ પ્રેરે છે. અને ઉન્નતિના માર્ગે પળતાં મનુષ્ય પણ એક પ્રકારનો દૈવી વા ભવ્ય આનંદ અનુભવે છે.

જે લોકો એમ જ માનતા હોય કે ગંદા ઘરથી માત્ર ઘરનું સૌંદર્ય નષ્ટ પામે છે તેઓ ગંભીર ભૂલ કરે છે. અવ્યવસ્થિત ઘરોમાં ઊછરતાં બાળકોનાં શરીર અને મન પણ અવ્યવસ્થિત જ હોય છે. અવ્યવસ્થિતતા એ ગંદકીનું બીજું નામ છે; અને તેથી રોગનો ફેલાવો અથવા હવાનો બગાડ તો જરૂર થાય છે. વળી એ ઘરમાં રહેતાં મનુષ્યોનાં શરીર પર પણ ઘણી બૂરી અસર કરે છે. જે મનુષ્યોનાં શરીર અને મન નબળાં હોય તેમનો આત્મા પણ ઉન્નત કેમ સંભવે? એટલે અસ્વચ્છ અને અવ્યવસ્થિત ઘરમાં રહેતાં મનુષ્યોનાં શરીર, મન ને આત્મા નબળાં હોય છે. અર્થાત્ અસ્વચ્છતા અને અવ્યવસ્થિતતાને મનુષ્યનાં શરીર કે મન સાથે જ નહિ પણ આત્મા સાથે પણ સિદ્ધ સંબંધ છે. જેટલી ઘરમાં વ્યવસ્થા તેટલી જ આત્માની વ્યવસ્થા અને તેટલી જ આત્મોન્નતિ.

જો આપણે એમ જ માનીએ કે ઘર સ્ત્રીઓનું જ છે એટલે સ્ત્રીઓ જ બધું કરી શકે તો એ પણ ભૂલભરેલું છે. જીવન માત્ર સ્ત્રીઓ જ નથી જીવતી, પુરુષો પણ જીવે છે, અને ઘરમાં ચોખ્ખાઈ અને વ્યવસ્થા જાળવવાની ફરજ પુરુષની પણ છે. સ્ત્રીઓ ઘરમાં વ્યવસ્થા

રાખવા મથે અને પુરુષો બીડીઓ પી પીને ખોખાં વેર્યાં કરે તો સરવાળે મીંડું આવે. પુરુષની ફરજ માત્ર સ્વચ્છતા કે વ્યવસ્થા જાળવવાથી સમાપ્ત થતી નથી, પરંતુ તે ઉપજાવવાને પુરુષે સક્રિય સહકાર આપવો ઘટે છે.

આપણે જાણીએ છીએ કે હિંદુઓના તહેવારો ઘણી જ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગોઠવવામાં આવ્યા છે. દીવાળીનું માહાત્મ્ય પણ એટલા પૂરતું જ છે. દીવાળીમાં સર્વે માણસો આખા વર્ષ દરમિયાન થએલા હિસાબ-કિતાબની ચોખવટ કરે, ચોમાસામાં ઉત્પન્ન થએલાં હાનિકારક જીવ-જંતુ અને હવા નાશ પામે માટે દારૂખાનું ફોડાય, પાપ પુણ્યનાં પલ્લાં સરખાં કરવા દેવદર્શન થાય, અને બાર માસનો કચરો સાફ કરી ઘરને સ્વચ્છ અને વ્યવસ્થિત કરવામાં આવે, એ જ એનો હેતુ છે. દીવાળી જાય કે તરત જ આપણે કોઈને ઘેર જઈએ ત્યારે આપણને પરમ આનંદ અને સંતોષ થાય છે, કારણ પાણિયારામાંથી ત્રાંબાપિત્તળનાં વાસણો ઝળકારા મારતાં હોય છે, છાજલીઓ સ્વચ્છ કરીને સુંદર કારીગરીના લોટા પ્યાલા ગોઠવી દીધેલા હોય છે, દીવાલો રંગેલી કે સાફ કરેલી હોય છે, હાંડી ઝુમ્મર અને જાજમ મેડામાં સૌંદર્ય ઉપજાવતાં હોય છે; જ્યાંજ્યાં નજર ઠરે ત્યાંત્યાં સ્વચ્છતા અને વ્યવસ્થાનું વાતાવરણ જામી ગયું હોય છે. પણ અનુભવ કહે છે કે એ માત્ર 'ચાર દિનકી' ચાંદની માફક ચાર જ દિવસ ચાલે છે અને પાછળ બાર માસની ઘોર અંધારી રાત આવી લાગે છે, જ્યારે ઘરમાં સર્વત્ર અવ્યવસ્થા અને અસ્વચ્છતાનું જ પ્રદર્શન ભરાઈ રહે છે. આ સ્થિતિ આપણું દુર્ભાગ્ય સુચવે છે. મનુષ્ય જો જીવન જીવવા ઇચ્છતો હશે તો સ્વચ્છતા અને વ્યવસ્થા દ્વારા સૌંદર્ય પ્રગટાવી તે જીવનને કળામય બનાવશે જ.

ભાઈ જયન્તિલાલ શાહ.



ઉપલા બે:
ગુજરાત કૉલેજના
વિદ્યાર્થી તરીકે-

વચ્ચે લંબગોળ:
વીરમગામ સત્યા-
ગ્રહ છાવણીમાં
સૈનિક તરીકે-

નીચે:
કુમાર કાર્યાલયમાં
કલાના વિદ્યાર્થી.

# આદર્શવાદ

ગાંધીજી રામનામના રસિયા છે. એ કહે છે કે માણસને જરા પણ મનોવિકાર થાય કે તરત જ તેણે રામનામનો જપ કરવા માંડવો એટલે તેના બધા અનિષ્ટ વિચારો દૂર થઇ જશે. એક મહાપુરુષ, માણસને ક્રોધ ચડે ત્યારે એકથી દસ સુધી આંક બોલી જવાની શિખામણ આપે છે. મનોનિગ્રહ અને વૃત્તિસંયમને માટે મહાપુરુષોએ આવી અનેક કૂંચીઓ જનતાને બતાવી છે. તેમાં આદર્શવાદ એક નવીન કૂંચીનો ઉમેરો છે.

મનોનિગ્રહ માટે મેં ઉપર જણાવેલા રામનામ વગેરે ઘણા અખતરા કરી જોયા હતા અને તેથી મને ઘણો ફાયદો પણ થયો હતો. પરંતુ એ બધા જ નિયમો કરતાં પણ એક તદ્દન નજીવી વસ્તુએ મને વૃત્તિઓ પર કાબુ લાવવામાં ઘણો ફાયદો કર્યો છે અને ભવિષ્યમાં પણ કરશે એવી મારી ખાતરી છે. એ નજીવી વસ્તુ તે આદર્શ. આદર્શ સંસ્કૃત ભાષાનો શબ્દ છે; એનું ગુજરાતી દર્પણ, ચાટલું, અરીસો.

દર્પણ વિષે જૂનામાં જૂની વાત આપણને રામાયણના કથાનાયક શ્રી રામચંદ્રજીના જીવનમાંથી મળે છે. તે પહેલાં પણ દર્પણનો ઉપયોગ થતો હતો એ આપણે જૂનાં પુસ્તકોને આધારે જાણી શકીએ છીએ. કવિશ્રી ન્હાનાલાલનો શબ્દપ્રયોગ કરીએ તો દર્પણ સૃજનજૂનું છે.

જગતમાં ભાગ્યે જ કોઇ એવો માણસ હશે કે જે દર્પણનો ઉપયોગ ન સમજતો હોય. પણ મારે એમ કહેવું ઘટે કે જગતમાં ભાગ્યે જ થોડાં માણસો હશે કે જે એનો પૂરેપૂરો ઉપયોગ સમજતાં હોય. સ્ત્રીઓ વેણી ગૂંથતી વેળાએ દર્પણ મોં સામે રાખે છે; શોખીન પાશ્ચાત્ય

રમણીઓ તો પોતાની પાસે જ—અને કોઇકોઈ તો વળી વીંટી અને ઘડિયાળમાં રાખે છે; કસરતના શોખાનો શરીરવિકાસ માટે સામે રાખીને કસરત કરે છે; અને ફોટોગ્રાફર, ફિલ્મ ઉતારનાર તથા અનેક માણસો એનો જુદીજુદી રીતે ઉપયોગ કરે છે. છતાં હજુ સુધી કોઇએ એનો ઉપયોગ મનોનિગ્રહ માટે કર્યો હોય એવું વાંચ્યું કે સાંભળ્યું નથી. એ ઉપયોગ પ્રથમ મેં કર્યો;—માનો કે મારાથી થઇ ગયો.

આજથી એકાદ વર્ષ પર મેં ચા ન પીવાનો નિયમ કર્યો હતો. કદાચ એ મારો ત્રીજો કે ચોથો પ્રયાસ હશે. આ લેખના વાચકથી અજાણ્યું નહિ હોય કે માણસ જેટલા કરે તેટલા નિયમો પાળી શકતો નથી જ. મારી પણ એવી સ્થિતિ હતી. મને ઘણી યે વાર ચા પીવાનું મન થઇ જતું; અને એવામાં જ એક કટોકટીનો પ્રસંગ બન્યો. બપોરના ત્રણચાર વાગ્યે હું મારા એક સ્નેહીને મળવા ગયો. ચાનો સમય હોવાથી 'ના–ના' કહેવા છતાં પણ ચાનો પ્યાલો તૈયાર થઇને આવ્યો. હવે ચા પીધા વિના ચાલે તેમ ન હતું. મેં ચા ન પીવાનો નિયમ કર્યો છે એમ કહ્યે પણ ચાલે તેમ ન હતું. આખરે મેં પ્યાલો લીધો, ચા રકાબીમાં રેડચો, હોઠ સુધી રકાબી ઊંચી કરી, ને ચાનો ઘૂંટડો ભરવા ગયો કે... ... સામે જ મોટું કબાટ હતું. કબાટ પર અરીસો જડેલો હતો. મારું પ્રતિબિંબ તેમાં સ્પષ્ટ દેખાતું હતું. ખુલ્લું માથું, હવાથી સહજ ફરફરતી લટો, ચમકતી આંખો...બધું જોઇને જરા વાર તો હું સ્તબ્ધ થઈ ગયો. મનમાં વિચારની પરંપરા ચાલવા લાગીઃ 'શું આવું સુંદર મુખ, આ તેજસ્વિતા, આ મધુરતા ગુમાવવી?' આત્માની ઝીણી ચાસ સંભળાઇઃ 'રહેવા દે.' હું ચા ન પી શક્યો. બધી હિંમત ભેગી કરી મેં કહ્યું 'મારાથી ચા નહિ પીવાય; મને માફ કરજો.'

એવી જ કસોટી બીજી વાર હૉટલમાં થઇ. ત્યાં પણ આત્માનો

વિજય થયો. દર્પણે મને ઘણી ય વેળા આ પ્રમાણે ઉત્સાહ પ્રેર્યો છે, પ્રેરણા પાઇ છે. મારા જીવનમાં એ કાચના કકડાએ ઘણી વાર મહા-ભારત ઉથલપાથલ કરી છે. વાચક! એક વાર અજમાવી જો, અને પછી મને સંભારજે. પણ કોઇને એ શંકા થાય કે બધાનાં મુખ કાંઇ ઓછાં જ સુંદર હોય છે? તો તેનો યે જવાબ આપી દઉં કે કોઇને પોતાનું મુખ વિરૂપ લાગે છે? અલબત્ત નહિ. તેથી જ વૃત્તિનિયમનના અનેક કડક નિયમો પાળીને અને બધા યે ઉપાયોથી કંટાળેલા માટે આ આદર્શવાદની નવી શોધ આજે જગત આગળ મેં રજુ કરી છે. વાચક! પ્રભુ તને પણ આદર્શવાદી બનાવે અને તું આદર્શમાંથી હર હમેશ પ્રેરણા ને પ્રભુતા, પ્રેમ ને શ્રદ્ધા પામે.

# સાત કાવ્યો

## સંધ્યાએ

(અંજની)

પશ્ચિમે રવિરાજ ડૂબે છે,
પૂર્વે રજનીકાન્ત ઊગે છે,
મધ્યે ભૂરું વ્યોમ ઝગે છે,
શાણી સંધ્યાએ.

વીત્યાં સુખ મન અધિક ગમે છે,
ઊગતાં દુઃખ ઉર ખૂબ દમે છે,
સુખદુઃખ અંતરિયાળ ભમે છે,
જીવન-સંધ્યાએ.

## માયા

(અંજની)

આ શી માયા! કાલીઘેલી—
આ શી માયા! ઘોર ગભીરી—
આ શી માયા! દુઃખદાયિની—
જગતાંને ભાળે.

વ્હાલાંનો વિજોગ કરાવે,
વીત્યાં સ્વપ્ન વળીવળી લાવે;
દુ:ખી હૈયે યાદ જગાવે,
મરતાંને મારે.

જન્મ-મરણની ઘટમાળાથી,
સુખદુ:ખની પરંપરાથી,
ગત સ્મરણો તાજાં કરી, હૈયાં
ફરી ફરી બાળે.

## બાગ

મારો સોનેરી બાગ, મારો રૂપેરી બાગ,
ખીલ્યાં ગોરાં ગોરાં ફૂલડાં.

મૌક્તિકોની માળ સમી મોગરાની વેલડી,
આગમનિગમ નૃત્ય કરી રાચે અલબેલડી:
બાગ ફોરે હો રાજ (૨) ખીલ્યાં૦

તારલાનાં તેજ સમી જૂઇ તણી વેલડી,
અંતરનાં પોપચાં ઉઘાડે અલબેલડી:
બાગ મ્હોરે હો રાજ (૨) ખીલ્યાં૦

બાલિકાનાં સરલ તરલ નયન જેમ ડોલતી,
જાઇ કેરી વેલી ધીમે અંતરપટ ખોલતી:
બાગ મ્હેકે હો રાજ (૨) ખીલ્યાં૦

પ્રભાતના પ્રકાશ શી ગુલાબ કેરી પાંખડી,
અનિલ સંગ રાસ રમે, વિકસે મધુ આંખડી:
બાગ મ્હેકે હો રાજ (૨) ખીલ્યાં૦

પ્રેમના પરાગ મ્હેની યૌવનની વેલડી,
જીવનને બાગ આજ નાચે સાહેલડી:
જીવન મ્હેકે હો રાજ (૨) ખીલ્યાં૦

## માલણ

(ઢાળ: રાજવણ રંગભીની રંગભીની)

માલણ મોહે ભરી, મોહે ભરી.

એની છાબ નમી નમી જાય રે—માલણ૦
એનાં ફૂલડાં ખરી ખરી જાય રે—માલણ૦

એની ચૂંદડી સરી સરી જાય રે—માલણ૦
એના વાળે ભૂલવણી ગૂંથાય રે—માલણ૦

એનાં નયનો ઢળી ઢળી જાય રે—માલણ૦
એના ગાલે ગુલાબ ઠરી જાય રે—માલણ૦

એનું હૈયું લળી લળી જાય રે—માલણ૦
એના ઘાઘરનો ઘેર પથરાય રે—માલણ૦

એનાં ઝાંઝરિયાં ઝણકાય રે—માલણ૦
એને પગલાંએ કુંકુમ રેલાય રે—માલણ૦

## ઊજડ બાગને

(દ્રુતવિલંબિત)

પ્રથમ જે દિન હું અહીં આવીઓ,
ઊજડ બાગ! બધો દીસતો હતો;
સૂકી સૂકી સહુ ક્યારી વિશે ઝીણી,
કદીક છોડની ડાંખળી હાલતી.

પછી હમેશ મીઠું જળ સીંચીને
બહુ પ્રફુલ્લિત મેં તુજને કર્યો;
પણ અરે! તુજ ભાવિ સૂકું-લૂખું
તુજ વિકાસ ન સાંખી શકે જરી.

મૂકી તને જરી બ્હાર જઉં તહીં
કઠિન વાનર હસ્ત તને અડ્યા;
ચૂંથી તુંને-ફૂલ, પાન, ફળો બધાં,
મરણતોલ અરે! તુજને કર્યો.

અફળ શું મમ દૃષ્ટિ વહાલની?
અફળ મારું શું સિંચન વારિનું?
અફળ આ તુજ પાંગરવું, પ્રિય!
સફળ સત્ય શું એક વિનાશ જ?

## હાકલ

હાકલ પડી છે દેશમાં ને રાષ્ટ્ર-ડંકા વાજતા,
લાખો હજારો નવજુવાનો નીંદમાંથી જાગતા.

સ્વાતંત્ર્યની ઉષા ઊગી ને આમ તું શે ઘોરતો?
ઊઠ, જાગ આળસ મરડીને, શે આમ આંખો ચોળતો?

ત્યાગી બધી તંદ્રા હવે તું હિંદબાળક જાગજે,
તુજ પ્રાણવંત હુંકારથી દુષ્ટો તણાં દળ ભાગશે.

પળ માત્ર જો તું ડગમગ્યો, સત્પંથથી જરી યે ચળ્યો,
તો જાણજે, તુજ દેશ આખો મિટ્ટી માંહ્ય મળી ગયો.

હિંસા અને અન્યાય સામે સત્ય એક જ શસ્ત્ર છે,
એકલ, અખંડ, અનંત એ આખા જગતને ઉદ્ધરે.

એ સૂત્ર બાપુનું હૃદે ધારી અને ઉત્તિષ્ઠ થા,
તું પ્રાપ્ત કર વર વસ્તુને—સ્વાતંત્ર્યને, સ્વતંત્ર થા.

## મધુરી સૃષ્ટિ

(અંજની)

પત્ર-પુષ્પમાં પ્રાણ પેખતી,
પથ્થરમાં જે દેવ દેખતી,
જળ-સ્થળમાં પરમેશ્વર જોતીઃ
એ શ્રદ્ધા ક્યાં ગઇ?

(અનુષ્ટુપ)

શ્રદ્ધા જેના હતા પ્રાણ, કલ્પના દેહ જેહનો,
મધુરી મારી તે સૃષ્ટિ પાછી આપો મને, પ્રભો!

# તાઝા ગુલ

એકાએક સ્વચ્છ આકાશ ઘેરાવા લાગ્યું. ચારે દિશામાં કાળાં વાદળ છવાઇ ગયાં. પવન સૂસવાટભર્યો ફૂંકાવા લાગ્યો. ઝાડનાં પાંદડાંનો ખડખડાટ દિશાઓમાં ગાજી ઊઠ્યો, ને ક્ષણ વારમાં તો આકાશમાં મેઘગર્જના ને વીજળીના કાટકા શરૂ થયા.

કૅપ્ટન ઇવાન્સ ચમકી ઊઠ્યા. તેમની વિચારમાળા તૂટી ગઇ. લશ્કરી છાવણી અહીંથી ઘણે દૂર હતી અને વરસાદ થોડા જ વખતમાં તૂટી પડવાનો સંભવ હતો. આજુબાજુ દૃષ્ટિ ફેંકતાં તેમણે દૂર એક પુરતન મકાન જોયું, અને એ બાજુએ જલ્દીથી ચાલવા માંડ્યું. મકાનમાં પગ મૂકતાં જ વરસાદની ઝડી પડી.

એ પુરાણા મકાનમાં બે પઠાણ બેઠા હતા. એકની ઉમર આશરે ત્રીસ વર્ષની હતી. તેનું શરીર પ્રચંડ અને કસાએલું હતું. તે લશ્કરમાં હતો. તેનું નામ મીરખાન. બીજાની ઉમર પંદર–સોળની હતી. તેનો ચહેરો સુંદર અને ગુલાબી હતો. ભૂરી આંખો અંધારી રાતે ચમકતા તારા જેવી તેજસ્વી અને ચમકભરી હતી.

કૅપ્ટન ઇવાન્સ દાખલ થયા એટલે મીરખાને ઊભા થઇને સલામ ભરી. કૅપ્ટન પાસે પડેલી એક શીલા પર બેઠા.

'મીરખાન, આ છોકરો કોણ છે?'

'એ મારો નાનો ભાઇ છે, સાહેબ! એનું નામ તાઝા ગુલ.' મીરખાને જવાબ આપ્યો.

થોડો સમય શાંતિ પ્રસરી રહી.

તાઝા ગુલ પોતાના સુરવાલને ઊંચો ચડાવી બંને પગ લાંબા કરી

આરામથી બેઠો હતો. અચાનક કૅપ્ટનની નજર તે છોકરાના પગે પડેલા એક ગોળીના ઘા પર ગઇ. તેણે એ ઘા તાકીતાકીને જોયો અને બોલ્યો.

'મીરખાન, આ છોકરાને પગે ઘા શાથી થયો છે?'

'સાહેબ,' મીરખાને જવાબ આપ્યો: 'એ ઇતિહાસ ઘણો લાંબો છે. પણ આપને સાંભળવાની ઇચ્છા હશે તો તાઝા ગુલ કહી સંભળાવશે.'

કૅપ્ટને સાંભળવાની ઇચ્છા દર્શાવી. તાઝા ગુલે પહેલાં તો તેમ કરવાની ના પાડી; પણ પછી મોટા ભાઇના કહેવાથી તેણે વાત શરૂ કરી.

'સાહેબ, અમે પેશાવર પાસેના નાના ગામડામાં રહેતાં. અમારા કુટુંબમાં કુલ છ માણસો હતાં. મારા પિતા, માતા, મોટા ભાઇ, મોટી બેન, હું અને મારી નાની બેન. મારા પિતાનું પોતીકું એક નાનું ઘર હતું. થોડી જમીન પણ હતી. જમીન તે ખેડતા અને અમારું ગુજરાન ચાલતું. મારા મોટા ભાઇ તે વખતે પણ લશ્કરમાં જ હતા.

'અમારા ગામને લૂટારાઓનો ઘણો જ ત્રાસ હતો. તેઓ ઘણી વખતે રાત્રે છાપો મારતા અને લોકોની માલમિલ્કત અને છોકરીઓ ઊંચકી જતા. એક વખત મારી મોટી બેન પાણી ભરવા ગઇ હતી તેને પણ બે હરામખોરો ઉઠાવી ગયા. મારા પિતા તેમની પાછળ પડ્યા અને એકને ગોળી મારી ઠાર કર્યો. બીજાએ તરત જ મારી બેનની છાતીમાં છરી હુલાવી દીધી અને નાસી ગયો.

'આ બનાવને ઘણો વખત વહી ગયો. અમે આનંદથી રહેતાં હતાં. એક દિવસ એક મુલ્લાં અમારા ગામમાં આવી પહોંચ્યા. એ સમયે આખા હિંદના પઠાણોમાં એક ખોટી અફવા ફેલાએલી હતી. મુલ્લાંઓ કહેતા કે સરકારની નોકરી કરવાથી આપણા ધર્મનું રક્ષણ થઈ શકતું નથી, માટે સર્વે સાચા મુસ્લીમોએ હિંદી સરકારની નોકરી છોડી અમીરની

સરહદમાં વસવું. અમારા ગામમાં આવેલા મુલ્લાં પણ તે જ ઉપદેશ કરતા હતા. અમારા ગામનાં ઘણાં માણસો આમ કરવા તૈયાર થયાં. મારા પિતાની ઇચ્છા જોકે ગામમાં રહેવાની હતી. આખરે એક સાંજે સઘળાં માણસો ભેગાં થયાં અને બીજે દિવસે સવારે ગામ ખાલી કરવાનો નિશ્ચય કર્યો.

'મારા પિતાએ જમીન તથા ઘર એક પંજાબીને વેચી દીધાં, પણ તેના પૈસા ઘણા જૂજ ઉપજ્યા. આખી રાત અમે સામાન બાંધવામા અને જુદીજુદી વાતો કરવામાં ગાળી.

'સવાર થયું. આખા ગામના લોકો ભેગા થઇ ગયા. હું તે વખતે ઘણો જ ખુશમિજાજમાં હતો. મારાં માતાપિતા અમારી બળદગાડીની સાથે ચાલતાં. હું અને મારી નાની બેન ખેલતાં કૂદતાં રસ્તો કાપતાં હતાં. આખરે અમે સાંજે પેશાવર પહોંચ્યાં અને રાત પેશાવરમાં જ ગાળી.

'બીજે દિવસે સવારમાં અમારી ખૈબરઘાટની મુસાફરી શરૂ થઇ. રસ્તો ઘણો વિકટ હતો. માથે સૂર્યનો ઘોમ તાપ ધીકતો હતો. કોઇકોઇ વાર સિપાહીઓની નાનીનાની ટુકડીઓ રસ્તામાં સામી મળતી. તેઓ અમને હસી કાઢતા.

'અમે બ્રિટિશ સરહદ ઓળંગી અમીરની સરહદમાં દાખલ થયાં. પણ બળદગાડીવાળાએ હવે આગળ આવવાની ના કહી; તેથી અમારો સઘળો સામાન વેચી દેવો પડ્યો. જે થોડોઘણો રાખ્યો તે ખભા ઉપર લઇ લીધો. મારી નાની બેનના પગ થાકી જતા, તો હું કે મારી મા તેને ઊંચકી લેતાં. રાત્રે અમે પડાવ નાખ્યો. સૌ સૂઇ ગયા ત્યારે કોઇ બદમાશ આવીને મારા પિતાના માથા નીચેથી રૂપિયાની કોથળી ખેંચી ગયો.

'બીજે દિવસે એક બનાવ બન્યો. ભયંકર પવનના સૂસવાટાથી

મારી માતાનો બુરખો ખસી ગયો. અમારી સાથે આવેલા અફઘાન સિપાહીઓના અમલદારની નજર તે પર પડી અને તેના મનમાં દુષ્ટ વાંછના જાગી. ત્યાર પછી તે મારા પિતાની સાથે ને સાથે જ ચાલતો ને મીઠું મીઠું બોલી તેમને લલચાવતો. મારા પિતા એ દુષ્ટની મનોવૃત્તિ સમજી ગયા હતા તેથી તે તેની વાત પર ધ્યાન જ આપતા નહિ.

'જો આટલેથી જ અમે પાછા ફર્યા હોત તો ઘણું જ સારું હતું. પણ હવે પાછા જવાય તેમ ન હતું. જેઓ ચાલતા નહિ તેમને પઠાણ સિપાહીઓ બંદૂકના કુંદા મારીમારીને ચલાવતા. એ ભયાનક દેખાવ હજુ પણ મારી નજર આગળ તરે છે.

'આ પ્રમાણે ચાર દિવસ વહી ગયા. પાંચમે દિવસે બપોરે અમે રસ્તામાં પડાવ નાખ્યો. મારા પિતા પાસેના ગામમાંથી ખાવાનું લેવા ગયા હતા. બપોરનો સમય હોવાથી અનહદ તાપ પડતો હતો. મારી માતા તથા બેનને ઘણી જ તરશ લાગી હોવાથી હું પ્યાલો લઈ પાણી વેચનાર પાસે ગયો. પાણી બે જાતનાં હતાં: એક મેલું અને બીજું ચોખ્ખું. મેલા પાણીના એક પ્યાલાની કિંમત બે આના અને ચોખ્ખાની ચાર આના પડતી. મેં મારી પાઘડી વેચી દીધી. દશ રૂપિયાની પાઘડીનો ફક્ત રૂપિયો જ ઉપજ્યો. મેં બે આનાનું પાણી લીધું અને મારી મા બેઠી હતી તે બાજુ ચાલ્યો.

'પણ હું ત્યાં પહોંચ્યો ત્યારે કોઇ પણ હતું નહિ. મેં મારી માને ઘણી બૂમો પાડી પણ કોઇએ જવાબ આપ્યો નહિ. આજુબાજુ શોધ કરતાં મેં એક મોટું ટોળું ભેગું થએલું જોયું. હું તે બાજુએ દોડ્યો.

'એ ક્રૂર પઠાણના હાથમાં મારી મા સપડાઇ હતી. તે ચીસેચીસ પાડતી હતી. મેં ટોળામાં જવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ મારાથી જઇ શકાયું નહિ. એટલામાં મારા પિતા દોડી આવ્યા અને એ પઠાણ ઉપર

તૂટી પડ્યા. પણ પાછળ ઊભેલા એક સિપાહીએ તેમને કટાર મારી ઠાર કર્યાં. મારી માનો જુસ્સો એકદમ ઊછળી આવ્યો. તેણે છલંગ મારી અને પેલા ચંડાળના હાથમાંથી છૂટી ગઇ. તે નાશી જાય તે પહેલાં જ તે પણ ત્યાં જ ઠાર થઇ. આ પ્રમાણે મેં એક ક્ષણવારમાં મારાં માતા તથા પિતા ગુમાવ્યાં.

'હું લગભગ ગાંડા જેવો થઈ ગયો. મારી નાની બેન મારી મા પાસે બેઠીબેઠી ચીસો પાડતી હતી. ગામની બીજી સ્ત્રીઓ તેને છાની રાખતી હતી. આ ગરબડનો લાભ લઇ એક હરામખોરે મારી માના ગળામાંથી સોનાની કંઠી કાઢી લીધી અને નાસી જવા માંડ્યું. મારી નજર તેના પર પડતાં હું તેની પાછળ પડ્યો અને પાછળથી તેને નીચે નાખી તેના હાથમાંથી કંઠી ખૂંચવી લીધી. તે સિપાહી શરીરે ઘણો જ મજબૂત હતો. તે મારી પાછળ પડ્યો. હું એક ટેકરા ઉપર ચડી ગયો. તેણે મને નીચે ઊતરવાની ઘણી ધમકી આપી, પણ હું એકનો બે થયો નહિ. એવામાં એની દૃષ્ટિ મારી બેન ઉપર પડી. તેણે તરત જ તેને પકડીને ટેકરાની કિનાર ઉપર લટકાવી દીધી. હું આ સઘળું અનિમેષ નયને જોઇ રહ્યો હતો. તેણે ફરીથી ઊતરવાનું કહ્યું અને જો હું ન ઊતરૂં તો પોતે મારી બેનને ગબડાવી દેશે એવી ધમકી આપી. હું જવાબ આપું તે પહેલાં તો મારી નાની બેન તેના હાથમાંથી સરી પડી. મેં આંખ બંધ કરી દીધી.

'હવે હું દુનિયામાં એકલો જ હતો. મારા ભાઈ તે વખતે દૂર દેશ હતા. મેં એકદમ ટેકરો ચડવા માંડ્યો. મને પકડી પાડવા માટે સિપાહીઓ પાછળ પડ્યા. પણ હું દોડવામાં કુશળ હતો, અને તેથી સસલાની પેઠે ચપળતાથી દોડવા માંડ્યું. એવામાં મારા આ પગે એક સિપાહીની ગોળી વાગી.'

તાઝા ગુલે એક ધીમો શ્વાસ લીધો. તેની આંખમાંથી ચોધાર આંસુ વહી જતાં હતાં. કૅપ્ટન ઇવાન્સ સઘળું એક ચિત્તે સાંભળી રહ્યા હતા. વાત આગળ ચાલી.

'હું પડી ગયો. પણ હું પઠાણ બચ્ચો હતો. મારા દેહમાં પ્રાણ રહે ત્યાં સુધી તો દુશ્મનના હાથમાં ન આવું. મેં ધીમેધીમે આગળ વધવા માંડ્યું. આખરે હું એક ઝાડીમાં સંતાઈ ગયો. સિપાહીઓ મારી પાસે થઈને જ પસાર થઇ ગયા. હું વિચાર કરતો હતો કે મારે હવે શું કરવું? છેવટે ઘેર જવાનો નિશ્ચય કર્યો. ઘા ઉપર કપડામાંથી ચીંદરડી ફાડી પાટો બાંધ્યો. મેં હવે જુદો જ રસ્તો લીધો. રાત સુધી ચાલ્યા કર્યું. પણ કોઇ ગામ રસ્તામાં આવ્યું નહિ.

'બીજે દિવસે સવારમાં ઊઠીને મેં પાછું ચાલવા માંડ્યું. બપોરે મેં બે પઠાણને ઘોડા પર આવતા જોયા. હું ગભરાયો અને સંતાવા માટે જગ્યા ખોળવા લાગ્યો, પણ એ જમીન ઊજડ હતી. બધે ટેકરા અને પર્વત જ દેખાતા. આખરે મારી નજર એક પોલી કબર પર પડી. હું એમાં ભરાઈ બેઠો. પેલા બે જણ પણ ત્યાં જ આવીને બેઠા. તેમણે ખાવાનું બનાવ્યું. તેની સોરમથી મારા મોંમાં પાણી છૂટવા લાગ્યું.

'સાંજ સુધી મારે આવી અર્ધમૂર્છ સ્થિતિમાં રહેવું પડ્યું. આખરે તે ચાલ્યા ગયા એટલે હું બહાર નીકળ્યો. તેમને ખાતાં વધેલા રોટલાના ટૂકડા હું ભૂખ ભાંગવા વીણીવીણીને ખાઇ ગયો, અને ફરી પાછું મેં આગળ ચાલવા માંડ્યું.

'સંધ્યાકાળે હું એક ગામમાં જઇ પહોંચ્યો. મને તે સૂમસામ લાગ્યું. અમારી પેઠે તેઓ પણ ગામ ખાલી કરી ગયા હશે એમ વિચારતો હું એક ઘરમાં પેઠો. રસોઇ તૈયાર પડેલી હતી. ભૂખ્યા વરુની જેમ હું તેના પર તૂટી પડ્યો. એવામાં આજુબાજુનાં બે બારણાંમાંથી બે પુરુષ

અને એક સ્ત્રી દાખલ થયાં. હું સમયસૂચકતા વાપરીને એક કોઠીમાં ભરાઇ ગયો. એવામાં વાતો કરતાંકરતાં સ્ત્રીની નજર રસોઇ પર પડી. તે એકદમ ચમકી. બધે શોધખોળ ચાલી. મારા સારા નસીબે બંને પુરુષ બહાર શોધ કરતા હતા. હું છલંગ મારીને નાઠો. સ્ત્રીએ બૂમ પાડી. પુરુષો મારી પાછળ પડયા. મેં પાછળ જોયું તો શિકારી કૂતરાઓને પણ આવતા જોયા. ઘા પર બાંધેલો પાટો મેં છોડી નાખ્યો હતો તે ત્યાં જ રહી ગયો હતો. પણ સારા નસીબે હું હવે બ્રિટિશ હદમાં આવી પહોંચ્યો હતો. પેલા બધા પાછા ફર્યા.

'બીજે દિવસે હું મારે ઘેર પહોંચ્યો. આખું ગામ ઉજાડ હતું. મારા જતી વખતના દેખાવમાં અને પાછો આવ્યો ત્યારના દેખાવમાં આસ્માન જમીનનો ફેર હતો. ઉમદા કપડાં પહેરીને અમે હર્ષના ઉમળકાભેર નીકળ્યાં હતાં. હું પાછો આવ્યો ત્યારે ભૂખથી ટળવળતો હતો અને પાસે રાતી પાઇ પણ નહોતી; પહેરવાનાં કપડાં પણ ફાટી ગયાં હતાં. મેં ગામમાં રહેતા એક માણસને ત્યાં ખાધું અને બીજે જ દિવસે મારા ભાઇ પાસે જવા નીકળ્યો. હવે હું સરકારી નોકરીમાં રહીશ અને બંને ભાઈ આનંદથી મોજ માણીશું.'

વરસાદ બંધ થઇ ગયો હતો. તેથી કૅપ્ટન ઇવાન્સ ને બંને પઠાણ ભાઇઓ છાવણી તરફ જવા નીકળ્યા. *

* Wide Worldમાંની એક વાર્તાનું ભાષાન્તર

# બાગવાન

સારા શહેરમાં એ સૌથી બુઝર્ગ બાગવાન હતો. એની હયાતીમાં જ એના શેઠને ઘેર ત્રણત્રણ પેઢીઓ હતી, રાજ્યના રાજાઓ બદલાયા હતા, જગતમાં કંઇકંઇ ફેરફારો થઈ ગયા હતા. જેમ હિમાલયથી ગંગાનાં શ્વેત જલ વહે છે તેમ એની બરફ સમ શ્વેત દાઢી એના વક્ષ:સ્થળ પર પથરાઇ ગઇ હતી અને અણીઆળી થઇ વધતી જતી હતી. તેની ઝીણી, ચમકતી અને જરા નમણી આંખોમાં વિષાદની છાયા સ્પષ્ટ જણાતી હતી. આ જિંદગીમાં તેણે સુખ જોયું જ ન હતું. વીસવીસ વરસના બે જુવાન દીકરા એની આંખ આગળ જ ગુજરી ગયા હતા; છેલ્લાં ત્રીસ વર્ષથી એનું પત્નીસુખ પણ પરવાર્યું હતું, અને એક ફૂલ જેવી બાળાને મૂકીને એની દીકરી પણ પાંચ વર્ષ પહેલાં જ મૃત્યુ પામી હતી. તેની ઉમર આશરે એંશી વર્ષની થઈ હતી અને એ ઉમરે એના સંસારમાં માત્ર એ એક છ–સાત વર્ષનું બાળક જ આંખો ઠારવાનું સ્થાન હતું. જગતમાં બધે અંધારું હતું.

સવારમાં કૂકડો બોલે તે પહેલાં તો તે કામ પર લાગી જતો. રાત્રિએ ભરેલા હોજમાંથી ઝારીઓ ભરીભરીને એ જલસિંચન કરતો. મૃત્યુને કિનારે ઊભેલા જર્જરિત દેહમાં પણ સ્વાસ્થ્ય અને તંદુરસ્તી ઓછાં ન હતાં. ફક્ત એક અવર્ણનીય વિષાદ એને રાહુની માફક ગ્રહી રહ્યો હતો. જરા પ્રકાશની ટશરો ફૂટતાં જ તે નાનાનાના રોપાઓની સંભાળ લેવા માંડતો, જમીન ખોદતો, કલમ કરતો, ગુલાબને કકડતી દંડીમાં આંખ ચડાવતો. એનો વાવેલો છોડ કરમાય જ નહિ, એની કરેલી કલમ અફળ જાય જ નહિ, એણે આંખ ચડાવેલે ગુલાબે રોજ અસંખ્ય ફૂલો પમરતાં.

વચ્ચેવચ્ચે એ કોઇ વાર ગંભીર બની જતો. જરા કંટાળી ગયો હોય તેમ ઝારી જમીન પર જોરથી મૂકી દેતો અને બબડતો. વારે વારે એ ભવ્ય બંગલા તરફ ક્રોધભરી દૃષ્ટિ નાખતો અને વળી મનને વાળી લેતો—કામ કરવા લાગી જતો. એનો જૂનો શેઠ ઘણો જ માયાળુ હતો અને એનો પ્રેમ એક સગા ભાઇથી પણ વિશેષ હતો. એ શેઠના અવસાનને પૂરા બાર મહિના પણ નહોતા થયા અને આખી જિંદગી સુધી સેવેલા એ ભવ્ય છતાં ભયંકર મહેલ અને સુંદર છતાં વિષમય બાગ તરફ એને કંટાળો આવ્યો હતો. જે મહેલમાં એક વાર આર્દ્રતા અને પ્રેમ હતાં ત્યાં અત્યારે વિલાસ અને જડતાનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. જે બાગનો માલિક એક વખત સહૃદયી અને પ્રેમી હતો તે જ બાગનો ધણી અત્યારે વિલાસી, અજ્ઞાન, નિર્દય હતો. ખરેખર, એક જ વસ્તુ જુદાજુદા સંબંધથી કેટલી વિષમતા ધારણ કરે છે!

શીળી સંધ્યા હતી. સૂર્ય પણ ક્રોધે ભર્યો હોય એવો લાગતો હતો. વાતાવરણમાં જરા ઠંડીની અસર જણાતી હતી. હમણાં જ ધોધમાર વરસાદ આવીને બંધ થઇ ગયો હતો. મધુરમધુર સુગંધી વાતાવરણને ઘેરી વળી હતી. ધીમા ધીમા પવનથી નાનીનાની વેલીઓ નાચતી હતી અને પુષ્પોનો પરાગ ઉડાડતી હતી. આખી સૃષ્ટિ આનંદમાં ડૂબી ગઇ હતી. પણ એ શીતળતા, એ સુગંધી, એ આનંદ એક હૃદયને શલ્ય જેવાં લાગતાં હતાં. બાગવાનને એ શીતળતાનો અગ્નિ દહતો હતો, એ સુગંધીની અતિ ઉત્કટ ઝેરી હવા ગભરાવતી હતી, એ આનંદની ભયંકર વેદના થતી હતી. એ ચોક્કસ જાણતો હતો કે જો આવાં ને આવાં બીજાં બે ઝાપટાં આવે તો એની ઝૂંપડીનું નામનિશાન સરખું યે નહિ રહે અને એનું ફૂલ જેવું સુંવાળું બાળક ઠંડીમાં ઠૂંઠવાઇને મરી જશે. એણે અનેકવાર જુવાનીના મદમાં છકેલા એના શેઠને આજીજી કરી

હતી, પણ શેઠને એની પરવા ન હતી. એની પાસે પૈસા હતા, માણસ હતાં, વૃત્તિ પણ કદાચ હશે; પણ તેને આવી નજીવી બાબતમાં લક્ષ્ય આપવાની નવરાશ ન હતી. 'ઝૂંપડી? મૂર્ખા, બાંધી લેજે ને. એમાં મને શું કહે છે?' એ શબ્દો બાગવાનના કાને અસંખ્યવાર અથડાયા હતા. એ શબ્દોથી પોતે કંટાળી ગયો હતો. આજ તેણે નિશ્ચય કર્યો હતો કે શેઠ એ જ જવાબ આપે તો નોકરી છોડી દેવી. તે એટલું જ બોલી શક્યો, 'સા'બ' મેરે નાદાન બચ્ચે પર ભી તુમકો રહમ નહિ આતી? અગર યે બચ્ચા ન હોતા તો મેં ખુદા કા નામ લે કર કહાં તક મર ગયા હોતા.'

શેઠને આ સાંભળવાનો કંટાળો હતો. તેણે એને પતાવતાં વચ્ચે જ કહ્યું, 'અચ્છા અચ્છા. જાઓ, બના દેંગે.' વળી દસ પંદર દિવસ થઇ ગયા. મણ રૂની હૂંફાળી નરમ પથારીમાં પોઢનાર શેઠને જમીનના તળિયાના ભેજનો, કઠિનતાનો ખ્યાલ ક્યાંથી આવે? એ ભૂલી જ ગયો હતો. વરસાદની ઋતુ બેસી ગઈ હતી એટલે વરસાદ અવારનવાર પડ્યા જ કરતો. મહામહેનતે ટકાવી રાખેલી ઝૂંપડીના છાપરાના કોહી ગએલા ઘાસમાંથી અંદર પાણી ટપકતું; કોઈ વાર બહારનું પાણી ફાટી ગએલી ભીંતમાં થઇને પણ અંદર ધસી આવતું. ઝૂંપડીમાં ભેજ ભેજ થઇ ગયો હતો. ગાભાની એક ફાટીતૂટી ગોદડીમાં એ નાદાન બાળકને સુવાડતો. ઘણીવાર એ ભોંયે સૂતો, બચ્ચાને ગોદડી વાળી તે પર સુવાડતો. પણ હવે તો ભેજ ખૂબ થઇ ગયો હતો. વરસાદનું પાણી ચારે બાજુથી અંદર આવતું અને મૃત્યુને કાઠે ઊભેલા બાગવાનને તથા બીજા જીવનની કળી જેવા બાળકને શરદીની અસર થઇ ચૂકી હતી. જે મહાલયમાં આનંદ, વિલાસ અને હૂંફ હતી એના પડખે જ આ તૂટેલી ઝૂંપડીમાં દુઃખ, દિલગીરી અને શરદીનું વાતાવરણ જામી ગયું હતું.

રાત્રિ ઘણી જ ભયંકર લાગતી હતી. આખો દિવસ વરસાદના

ઝાપટાં પર ઝાપટાં પડયાં હતાં. હજુ યે ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. ઝૂંપડીમાં ગરીબ બાગવાન બચ્ચાને ગોદમાં લઇને બેઠો હતો. બચ્ચાનું શરીર ધ્રૂજી જતું હતું; એની આંખોએ મૃત્યુનું ઘેન ચડયું હતું; એ કળી અણવિકસી જ કરમાઇ જવા નિર્માણ થઇ હોય એમ સ્પષ્ટ લાગતું હતું. બાગવાનના માથા પરના અને દાઢીના રૂપેરી વાળ વિખરાએલા હતા અને એ શ્વેત સૃષ્ટિમાં બે વિષાદપૂર્ણ આંખો ચમકતી હતી. એ આંખોમાં દયા, દીનતા, વિહ્વલતા કરતાં ક્રોધ અને તિરસ્કાર વધારે દેખાતાં હતાં. એને જગત પર ઘૃણા ઊપજી હતી અને આ બેકદર દુનિયા, શેઠ અને નોકરી ઉપર તિરસ્કાર આવ્યો હતો.

નાનું બાળક ઊંડા શ્વાસ લેતું એકાએક અટકી ગયું. બાગવાન જરા ચમકયો અને શાંત થયો. એણે જાણ્યું કે એ મધુર બાળક આ ફાની દુનિયા છોડીને ખુદાને ભેટવા ચાલ્યું ગયું હતું.

બાળકને એણે જમીન પર મૂકયું. મૂકતાં અચકાયો પણ નહિ. એ ઊઠયો. હાથમાં કુહાડી લીધી. ઝૂંપડીની બહાર નીકળ્યો. કાળી રાત્રિ ભયંકર લાગતી હતી. વરસાદ ધોધમાર પડતો હતો. વીજળીના ચમકારા થતા હતા. એવી ભયંકર રાત્રિમાં એણે કુહાડીના ઘા કરવા માંડયા. એક, બે, ત્રણ . . . એમ અસંખ્ય ઘા કર્યા. નાના કુમળા છોડોને પીસી નાખ્યા, ફૂંડાં ફોડી નાખ્યાં, વેલીઓને ચૂંથી નાખી, કપાય તેટલાં વૃક્ષોને કાપી નાખ્યાં . . . એણે ભયંકર વિનાશ કરી મૂકયો. તેના હૃદયમાંથી દયા ઊડી ગઇ હતી, કારણકે તેના જીવનમાં જળ સીંચનાર નાનું બાળક કયારનું યે અદૃશ્ય થઇ ગયું હતું.

તે ઝૂંપડીમાં પાછો આવ્યો અને પહેલો કૂકડો બોલ્યો એટલે મૃત બાળકને ખભા પર નાખી દયાને ઘોરમાં દાટવા જતો હોય તેમ નિષ્ઠુર થઇને તે બહાર નીકળી પડયો.

# મહારાજ

ઉનાળાની રજાઓ પૂરી થઈ. હૉસ્ટેલમાં રહેનારા વિદ્યાર્થીઓની સામાનથી ભરેલી ભાડાની ગાડીઓ સવાર, સાંજ અને રાત્રે અવારનવાર કૉલેજના કૅમ્પાઉન્ડમાં આવવી શરૂ થઇ ગઇ. છેલ્લી પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓ છાતી કાઢીને ચાલતા; નાપાસ થએલા કેટલાક જાણે જીવનનું સર્વસ્વ ગુમાવ્યું હોય તેમ નિરાશ ચહેરે ફરતા. દોઢ દોઢ માસથી સ્મશાનવત્ ભયંકર લાગતું હૉસ્ટેલ જીવંત લાગવા માંડ્યું. વાતાવરણ તદ્દન બદલાઇ ગયું.

સાંજના આથમતા તડકે એક ગાડી દરવાજામાં દાખલ થઇ. ગાડીમાં ત્રણ વિદ્યાર્થીઓ બેઠા હતા. ગાડી સામાનથી લાદેલી હતી—ટૂંકો અને બિસ્ત્રા ગાડીની બારીઓમાંથી ડોકિયાં કરતાં હતાં. હૉસ્ટેલની કલબના દરવાજા પાસેથી ગાડી પસાર થતાં અંદર બેઠેલા એક યુવાને બીજાને પૂછ્યું: 'મનહર, આ ઓટલે કોણ ઊભું છે?' મનહરે નજર કરી તો બારણાં બહારની ઓસરીમાં થાંભલાને અઢેલીને એક બાવીસ-ત્રેવીસ વર્ષનો જુવાન ઊભો હતો. જુવાનીના જાદુઇ સ્પર્શથી એનું આખું યે શરીર સુડોળ અને સુંદર લાગતું હતું. મલમલના ઝીણા પહેરણમાંથી આરપાર એની ભરાવદાર છાતી અને માંસલ હાથ દેખાતા હતા. એ ઊભોઊભો મૂછોના નવા ફૂટેલા વાળને વળ દેતો હતો.

મનહર તેને તરત જ ઓળખી ગયો. 'અનંત, એ તો આપણી કલબનો રસોઇયો છે.' અનંત માની શક્યો નહિ.

'રસોઇયો? અરે, જા જા. મશ્કરી કરે છે?'

મનહર જરા હસ્યો અને ફરીથી કહ્યું, 'તારા સમ, એ તો મહા-રાજ છે.'

એટલી વારમાં ગાડી રૂમ પાસે આવી પહોંચી. બધા ગાડીમાંથી ઊતર્યા. મનહરે ગાડીવાનને પૈસા ચૂકવી નોકરને બૂમ પાડી.

'મ . . . ગ . . . ન.'

卐 卐

બીજે દિવસે જ્યારે અનંત કલબમાં જમવા ગયો ત્યારે તેણે ગઇ કાલવાળા જુવાનને રસોઇયાનું કામ કરતાં જોયો. અત્યારે તો એણે પહેરણ પણ પહેર્યું નહોતું. આરસની કો સુંદર પ્રતિમા જેવું એનું શરીર જોઇ અનંતને એના તરફ ખૂબ આકર્ષણ થયું; અને ધીમેધીમે જેમ અનંત મહારાજના વધારે સંપર્કમાં આવ્યો તેમ તેના આનંદી સ્વભાવને લીધે એ આકર્ષણમાં વધારો જ થતો ગયો.

પછી તો અનંત મહારાજના જીવન વિષે, કુટુંબ વિષે ઘણા યે સવાલ પૂછતો; પણ એના સંતોષકારક જવાબ એને મળતા નહિ. અનંત માત્ર એટલું જાણી શકયો હતો કે મહારાજને મિત્રો સિવાય જગતમાં કોઈ જ નથી.

જેમજેમ અનંતનો પરિચય વધતો ગયો તેમતેમ તેને લાગવા માંડયું કે મહારાજ જીવનના નૈસર્ગિક આનંદને માણી શકતો નથી અને તેથી તેનો જીવ અકુદરતી કૃત્રિમ સુખ માણવા વલખાં મારે છે. મહારાજ કરતો હતો પણ તેમ જ. ન હતું એને માતાપિતાનું વાત્સલ્યસુખ કે ન હતું એને સ્ત્રીબાળકોનું સ્નેહસુખ. એટલે કોઇકોઇ વાર એ રાત્રે દશથી બાર સુધી સીનેમા જોવા જતો, તો કોઇકોઇ વાર એ નાટક-ચેટક જોવા જતો. સિગારેટની ટેવ તો તેને હમણાંથી ખૂબ પડી હતી. એનો પચીસ રૂપિયાનો પગાર આમ ખરચાઇ જતો.

આ પ્રમાણે લગભગ દોઢેક મહિનો ચાલ્યું. પણ પછી તો અનંતને લાગ્યું કે મહારાજ જરૂર કાંઇક ખોટે રસ્તે જાય છે. એના શરીર પરની

ગુલાબી અને કામ કરવાની સ્ફૂર્તિ બંનેનો નાશ થયો હતો.

હવેથી સવાર અને સાંજ જ્યારે અનંત કલબમાં જતો ત્યારે તે મહારાજનાં હલનચલન, બોલચાલ, કપડાં, સામાન વગેરે ખૂબ બારીકાઈથી નીરખતો. ઘણી વાર મહારાજ રાત્રે બહાર જતો ત્યારે પણ 'તે ક્યાં જતો હશે' એવા વિચાર તે કર્યા જ કરતો. ધીમેધીમે તેણે મહારાજના જાસુસ તરીકે કામ કરવા માંડ્યું, કારણકે તેને ચોક્કસ લાગ્યું હતું કે તે અવારનવાર કોઇ સ્ત્રીને ઘેર જાય છે.

ॐ ॐ

રાત્રિના નવ વાગ્યા. હૉસ્ટેલના સુપરિન્ટેન્ડેન્ટ વિદ્યાર્થીઓની હાજરી લઇ ગયા. અનંત ધીમેથી—હળવે પગે રસોડા તરફ ચાલ્યો. એક બાજુથી જોતાં તેને લાગ્યું કે મહારાજ કપડાં પહેરતો હતો. ફાનસના ઝાંખા અજવાળે પણ અનંત એટલું તો સ્પષ્ટ રીતે જોઇ શક્યો કે મહારાજ આજે ફક્કડ બનતો હતો. એણે માથે ગુલાબી ફેંટો બાંધ્યો હતો; રેશમી વાસ્કોટ પર સહેજ મેલો થએલો કાળો કોટ પહેર્યો હતો; કોટના બહારના ખિસ્સામાં રૂપાના અછોડાવાળું ઘડિયાળ હતું, અને પગે દોરી બાંધવાના બૂટ ઉપર લાલ કોરનું ધોતિયું હિલોળા ખાતું હતું.

મહારાજે રૂમાલ કાઢ્યો; અંદર સેન્ટ નાખ્યું; એક હાથમાં સોટી લીધી અને આનંદભેર બહાર નીકળ્યો. કૉલેજના દરવાજા વટાવ્યા... સડક પર ચાલવા લાગ્યો. અનંત પણ આજ તો મહારાજની પાછળ પડ્યો હતો. એ પણ ધીમેધીમે તેની પાછળ ચાલવા લાગ્યો. અનંતના પગમાં બૂટ હતા નહિ, એટલે એ જરા પણ અવાજ કર્યા વિના મહારાજની પાછળ ચાલતો હતો.

રાત્રિ તદ્દન શાંત હતી. શહેરનો કોલાહલ હજુ દૂર હતો. એ અભંગ શાંતિમાં મહારાજના ચાલવાનો અવાજ, થોડે થોડે અંતરે વાગતી

એની 'મેરે મૌલા બુલા લો મદીને મુઝે' જેવા રાગની સિસોટી અને તાનભેર પગ પર પછાડાતી નેતરની સોટીના અવાજ સિવાય બીજો એક પણ અવાજ થતો નહિ. અનંત તો જાણે જમીનથી અદ્ધર જ ચાલતો હોય એમ લાગતું.

લગભગ અરધો કલાક વહી ગયો. રસ્તો શહેરમાં પ્રવેશી ચૂક્યો હતો. એક વળાંક આવ્યો. મહારાજ ધીમેથી એ બાજુએ વળ્યો. અનંત પણ તેની પાછળ જ ચાલ્યો. કેટલી યે અંધારી ગલીઓ વટાવ્યા બાદ બંને એક ખૂબ અજવાળાવાળા મહોલ્લામાં આવ્યા. અનંત સમજી ગયો કે મહારાજ રોજ કયાં જાય છે. એ વેશ્યાઓનો મહોલ્લો હતો. અનંતની હિંમત વધુ ચાલી નહિ. તે એક ઘરના અંધારામાં–પડછાયામાં ઊભો રહ્યો. મહારાજ ડોલતો ડોલતો આગળ ચાલ્યો. એણે ખિસ્સામાંથી સિગારેટ કાઢી સળગાવી અને એક ખૂબ ઊંડો દમ ખેંચ્યો. એક ઘર આગળ જઇ એણે જરા ઊંચું જોયું તો ત્યાં એક પચ્ચીસ ત્રીસ વર્ષની વારાંગના બેઠી હતી. તરત જ તેણે પોતાનો હાથ બહાર કાઢી ઊભા રહેવાની સમસ્યા કરી.

થોડી વારે એક નોકર નીચે આવી બારણું ઉઘાડી ગયો. મહારાજ એ પાપગૃહમાં દાખલ થયો.

卐 卐

બીજે દિવસે સવારમાં હોસ્ટેલમાં વાત ઊડી કે મહારાજની ટૂંકમાંથી કોઇ દશ રૂપિયા ચોરી ગયું છે. વાત આખા યે હોસ્ટેલમાં ફેલાઇ ગઇ. જો કોઇ મહારાજને પૂછતું કે 'તું કયાં ગયો હતો?' તો મહારાજ કરુણ સ્વરે કહેતો કે 'સા'બ, હું તો મારી માશીના છોકરાને મળવા ગયો હતો... સા'બ' એવા ઉડાઉ જવાબથી પૂછપરછ આગળ વધતી અટકી ગઈ. જોકે નોકરોની જડતી લેવાઈ; પણ કોઇએ લીધું

હોય તો નીકળે ને? વસ્તુસ્થિતિ એવી હતી કે ગઇ રાતની પ્રેમગાંઠમાં જ મહારાજે દશ રૂપિયાનું પાણી કરેલું; અને હવે તેની પાસે રૂપિયા—બે રૂપિયા સિવાય કાંઈ જ હતું નહિ અને તેથી જ તેણે આ ફેલ રચ્યો હતો. અનંતને આ વાતનો ચોક્કસ વહેમ આવ્યો અને એણે એ વાત જાણવાનો પણ નિશ્ચય કર્યો.

અરધી રાતનો ઉજાગરો થવાથી અને પશ્ચાત્તાપના અગ્નિની ઝાળથી રોમેરોમે લાગેલી આગથી મહારાજનું શરીર જરા અસ્વસ્થ થયું. બપોરે તે જરા આડો થયો કે ઘસઘસાટ ઊંઘી ગયો. અનંત કલબમાં મહારાજની તપાસ કરવા ગયો, ધીમે પગલે, બહુ જ સાવધાનીથી તે અંદર દાખલ થયો. કલબનું પાછળનું બારણું ખુલ્લું હતું. કોઇ પણ માણસ ત્યાં નજરે ચડતું ન હતું,—માત્ર મહારાજ અને અનંત સિવાય. અનંતે મહારાજને બેત્રણ ધીમે બૂમ પાડી. પણ ઉજાગરાને લીધે ગાઢ નિદ્રામાં પડેલા મહારાજ જરાપણ હાલ્યો ચાલ્યો કે હુંકારો ભણ્યો નહિ.

તરત જ અનંતને એક વિચાર આવ્યો. એણે ધીમેથી મહારાજના ખિસ્સામાં હાથ નાખ્યો. એક ડાયરી, પાંચછ સિગારેટો, દીવાસળીની એક પેટી, બે રોકડા રૂપિયા અને થોડું પરચુરણ, તથા એક નાની સીસાપેન અને ખમીસના કફનું તૂટેલું બટન: એટલું અંદરથી હાથ આવ્યું. અનંત તે લઇને તરત જ રવાના થઇ ગયો. ઓરડીએ આવીને એણે ડાયરી ખોલી. પાપ-પુણ્યના ચોપડારૂપી ડાયરી ખોલતાં જ મહારાજના બધા ભેદ સ્પષ્ટ થઇ ગયો. ગયા દિવસની તારીખના ઉધાર પાસે ખરચનો હિસાબ હતો. પાંચ રૂપિયા એમ ને એમ જ ઉધાર્યા હતા. નવ આના હોટલખરચ, ત્રણ આનાનું સિગારેટનું બાકસ, ચૌદ આના સેન્ટની બાટલી, સાડા છ આનાની નેતરની સોટી અને પાંચ આનાનાં ખમીસના કફનાં બટન. અનંતે તરત જ સરવાળો કરી, પૈસા ગણી

તાળો મેળવી જોયો. દશ રૂપિયાનો હિસાબ મળી રહ્યો.

ૐ ૐ

બપોરના બે વાગ્યા હતા. અનંતે મહારાજને ઓરડીએ બોલાવ્યો. કૉલેજ ચાલુ હોવાથી આજુબાજુની ઓરડીઓમાં કોઇ પણ હતું નહિ. સર્વત્ર અભંગ શાંતિ હતી. મહારાજ આવ્યો. અનંતે તેને ખુરસી પર બેસવા કહ્યું.

તેણે મહારાજ પર એક નજર નાખી. જાણે વીજળીનો ઝાટકો લાગ્યો હોય તેમ મહારાજને શરીરે કમકમાં આવ્યાં. એના મગજમાં વિચારનું એક મોજું આવ્યું: 'શું આ જાણતા તો નહિ હોય?'

'મહારાજ, તમને કોના પર ખાસ વહેમ આવે છે?' અનંતે અચાનક વાત ઉપાડી.

'સાહેબ . .' મહારાજ આગળ બોલી શકયો નહિ. એ ગૂંચવાઈ ગયો.

'કેમ, મહારાજ, ગભરાઓ છો શું? કહી દોને.'

મહારાજ સમજી ગયો. એને લાગ્યું કે તેનું કાવતરું પકડાઇ ગયું છે. સવારમાં બહાર જતાં એણે ખિસ્સામાં હાથ ઘાલ્યો ત્યારે તેને ખબર પડી હતી કે ડાયરી, રૂપિયા, બધું જ કોઈ લઇ ગયું હતું. પણ એ વાત બહાર પાડવામાં એને કાંઇ સાર લાગ્યો નહિ. પણ ત્યારનું એનું મન મૂંઝાતું હતું. અનંતની પૂછપરછ પરથી તો એને ચોક્કસ ખાતરી થઇ કે એનો ફેલ પકડાઈ ગયો હતો, એના ભોગ મળ્યા હતા; હવે એની ફજેતી થવાને ઝાઝી વાર ન હતી.

આ વિચાર, એક પછી એક, મહારાજના મનમાં આવવા લાગ્યા. એનું અંતર વલોવાવા લાગ્યું. એની આંખે ઝળઝળિયાં આવ્યાં. તે એટલું જ બોલી શકયો, 'સાહેબ . . . તમે તો બધું યે જાણો છો.'

એ વખતનો એનો ગરીબ ગાય જેવો દેખાવ અને વેશ્યાઓના

મહોલ્લામાં પ્રવેશતો, ધુમાડાના ગોટેગોટ કાઢતો મહારાજ, એ બંને કાંઇ ન્યારા જ જણાતા હતા.

અનંતે ધીમેથી પ્રશ્ન કર્યો.

'મહારાજ, તમે પરમ દિવસે રાતે ક્યાં ગયા'ના?'

'સાહેબ... આપ જાણીને શું કરવા પૂછો છો? જુવાની આંધળી છે.' એ ગળગળો થઇ ગયો. 'પણ... મારી આબરૂ બેઆબરૂ કરશો નહિ. સાહે...બ, મારી નોકરીયે જશે અને લોકો મને ધિક્કારી કાઢશે... હું ફરીથી એવું નહિ કરું..' એનું હૃદય સળગતું હતું. એ ઝાળ એના આખાએ શરીરને આવરી રહી હતી.

અનંતનું હૃદય દ્રવી ગયું.

'મહારાજ, તમે પરણેલા નથી?'

'ના, ભાઇ.' નિસાસો નાખી મહારાજે જવાબ આપ્યો.

'તમને કન્યા મળે તો પરણો ખરા?'

મહારાજનું ઉદાસી મોં પણ જરા મલકી ગયું.

અનંતે કહ્યું, 'મહારાજ, આના કરતાં તો પરણી લેવું એ જ સારું છે; સમજ્યા?'

મહારાજને કાંઇ પણ જવાબ આપવાનું સૂઝ્યું નહિ. એની આંખ આગળ તેના પૂર્વ જન્મનાં—બાળપણનાં ચિત્રો ખડાં થઇ ગયાં.

એ નાનો હતો ત્યારથી જ એણે માબાપ ગુમાવ્યાં હતાં. કાકાને ઘેર રહીને એ માત્ર એકબે ગુજરાતી ચોપડી ભણ્યો અને પછી કડછી ને વેલણ લઇ રસોઇયાનો ધંધો શરૂ કર્યો.

એક ઘેરથી બીજે ઘેર, બીજેથી ત્રીજે, એમ નફિકરા માણસની માફક એ ફર્યાં કરતો. આખરે બૂરા મિત્રોની સોબતમાં ફસાઇ બીડી અને વેશ્યાના કુછંદમાં સપડાયો... આજ એને એ બધું યાદ આવ્યું. આં-

ખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યા. એ ખૂબ રડ્યો. અનંત તો અવાક થઈને જોઈ જ રહ્યો.

પશ્ચાત્તાપનો અગ્નિ એ આંસુઓથી આખરે બુઝાવા લાગ્યો. એ હળવેથી બોલ્યો.

'સાહેબ, હું ફરીથી એવું નહિ કરું.'

અનંતે માત્ર એટલું જ કહ્યું, 'કાંઈ નહિ. લ્યો આ તમારા પૈસા...'

ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. તપેલી ધરતી એ ટીપે ટીપે આશ્વાસન મેળવતી હતી—આંતરઅગ્નિ ઓલવતી હતી.

સાક્ષાત્ કરુણાની પ્રતિમા જેવા મહારાજ નીચી નજરે ખુરસી પર બેઠા હતા. એની આંખમાંથી એક ધગધગતું આંસુ જમીન પર ખરી પડ્યું.

# ‘માતૃભૂમિને ચરણે’*

## કથાવસ્તુનો આરંભ

વસંત ઋતુનું સુંદર સવાર. કૉલેજના બે વિદ્યાર્થીઓ રમેશ ને વિનોદ અખાડામાં કુસ્તી ને બીજી કસરતો કરતા દેખાય છે. પછીથી કપડાં પહેરી સાઇકલ પર બેસી ઘર તરફ પાછા ફરે છે. પાછળથી એક મોટર ફુલ સ્પીડમાં આવે છે. રસ્તે પસાર થતા એક આંધળા ભિખારીને ઈજા કરી જરા અટકી ચાલી જાય છે. રમેશ ને વિનોદની નજર એ તરફ જતાં તેઓ મોટર પાછળ સાઇકલો હાંકે છે, અને બે જણ બે બાજુથી મોટરને પકડી પાડી તેને ઊભી રહેવાની ફરજ પાડે છે. મોટરનો માલિક પહેલાં ધમકી આપે છે, પછી લાંચ આપવાનો પ્રયત્ન કરે છે. રમેશ લાંચના પૈસાને જમીન પર ફેંકી દે છે. એટલી વારમાં વિનોદ સિપાઈને બોલાવી લાવે છે ને મોટરના માલિક સામે ફરિયાદ નોંધાવે છે.

## પ્રતિજ્ઞાબંધન

ઘેર આવી રમેશ ખૂબ વિચારમાં ગરક થઇ જાય છે. એવામાં તેની દૃષ્ટિ, સામે જ લટકાવેલી છબી જેમાં ‘Awake, Arise or Be fallen for ever’ લખેલું હતું તે તરફ પડે છે. તેની ઉપર જ હિંદ માતાની બીજી છબી લટકતી હોય છે. એના પર પણ રમેશની નજર જાય છે. ખૂબ વિચાર પછી તે ધીમે પગલે ઊઠી ઘીનો દીવો સળગાવી, ધૂપસળી ચેતાવી, ઘૂંટણભર બેસી પ્રતિજ્ઞા કરે છે.

‘હે જગજ્જનની! તેત્રીસ કરોડ દેવોની માતા! પરમ જ્યોતિ સ્વરૂપ દીપની સમક્ષ હું આજ પ્રતિજ્ઞા કરું છું કે મારું તન, ધન અને મન તારાં બાળકોની શારીરિક, માનસિક, આધ્યાત્મિક, સામાજિક અને

* એ નામે પૂરા લખાએલા ચિત્રપટ-વસ્તુનો સાહિત્યોચિત વિભાગ.

રાજકીય સેવા કરવામાં જ હું વાપરીશ અને જગતને શીખવીશ કે હિંદનો નવયુવક ભારત-યજ્ઞમાં સર્વસ્વનું બલિદાન આપી શકે છે.'

એ જ વખતે છેલ્લા શબ્દ સાંભળતો વિનોદ દાખલ થાય છે... અને એ પણ ત્યાંથી જ એક હાથ લાંબો કરી બોલે છે કે...

'અને.. હું પણ હિંદને બતાવીશ કે મૈત્રી માત્ર સુખની જ નથી... વગેરે.'

બંને જણુ બેસીને વાતો કરે છે.

**વીફરતી બાજી**

મુંબાઇમાં રિઝલ્ટ બહાર પડે છે. છોકરાઓ જોવા જાય છે. રમેશ અને વિનોદના પાસ થયાના સમાચાર આવે છે. બંને ખૂબ ખુશ થાય છે. રમેશની મા સુશીલા આવે છે અને કહે છે કે 'નટવરલાલમાં સવા રૂપિયો બાધાનો માન્યો છે... વગેરે.' રમેશના વિવાહ-લગ્નની વાત નીકળે છે. રમેશ સાફ ના પાડે છે. સુશીલા બડબડતી નીચે જાય છે.

રમેશને તેના પિતા ખૂબ સમજાવે છે. કાઢી મૂકવાની ધમકી આપે છે. ગામમાં વાત ફેલાય છે. ગોર ફરે છે. રાત્રે પંચ એકઠું થાય છે. ત્યાં ખૂબ ચર્ચા ચાલે છે. પંચ ઠરાવ કરે છે કે 'રમેશના પિતા જો તેને ઘરમાં રાખે તો આખું યે ઘર ન્યાત બહાર મૂકવું.'

**નાસી છૂટેલાં પંખીઓ**

બીજી બાજુ રમેશની બહેન સરલાનાં લગ્નની વાત ચાલે છે. રમેશના ઉપર કાગળ આવે છે કે સરલાના પતિને ક્ષય થયો છે. તે પોતે પણ કબૂલ કરે છે અને વિવાહ તોડવા મંજૂરી આપે છે. પણ રમેશની મા ના પાડે છે. રમેશ સરલાને લઇને નાસી જવાની પેરવી રચે છે. રાત્રે રમેશ, વિનોદ અને સરલા નાસી જવાની તૈયારી કરે છે. સરલાના હાથમાંથી લોટો પડી જાય છે અને એની મા જાગી ઊઠે છે. રમેશ તથા વિનોદને ખબર પડી જાય છે. બંને નાસી છૂટે છે.

# ભરતી ને ઓટ

પાત્રો : ઇંદુ ને વિલાસ

## દૃશ્ય ૧લું

[ ઓરડામાં વચ્ચે એક ગોળ ટેબલ પર કાચની સુંદર ફૂલદાનીમાં ગુલાબની ડાંખળી ગધમધે છે. એક બાજુએ ચોરસ ટેબલ પર ચોપડીઓ ગોઠવેલી છે. ટેબલ પાસે એક આરામખુરસીમાં બાવીસેક વર્ષનો યુવાન 'જહાંગીર-નૂરજહાં' વાંચતો પડ્યો છે. એની ટોપી પાસેના મેજ પર મૂકેલી છે. એના ખમીસ અને કોટનાં બટન ખુલ્લાં થઇ ગયાં છે, એના કપાળ પર વાળની એકાદ લટ આવી ગઈ છે. વાંચતાં વાંચતાં એ વિચારમાં પડી જાય છે. પુસ્તકમાં આંગળી પરોવી જરા ટટાર થાય છે. એટલામાં હાથમાં ચાનો પ્યાલો લઈ અઢાર ઓગણીસ વર્ષની 'સુધરેલી'–'નવીન-યુગની' એક મુગ્ધા પ્રવેશે છે. ચાનો પ્યાલો ટેબલ પર મૂકીને ત્યાં જ ટેબલને અઢેલી એ ઊભી રહે છે. એની મુખમુદ્રા પરથી તે ખૂબ દૃઢ સંકલ્પ કરીને આવી હોય તેમ જણાય છે.]

ઈંદુ: (ચા રેડતાં રેડતાં) કેમ વિલાસ, આટલી બધી વાર કેમ થઇ?

[વિલાસ અનુત્તર ઊભી રહે છે.]

કેમ બોલતાં નથી? ફરીથી કાંઇ ભૂત ભરાયું કે શું?

વિલાસ: (જમીન પરથી દૃષ્ટિ ઊંચી કરી ઇંદુ તરફ ફેંકતાં) હા, તમે હજુ કાંઇ નિશ્ચય કર્યો કે નહિ?

ઈ: શો?

વિ: (ન સાંભળતી હોય તેમ) રોજ આમ નહિ ચાલે . . . જો તમારે વચન ન જ . . .

ઇં: (વચ્ચે જ) અરે, પણ તમે એવો ખોટો આરોપ શા માટે મૂકો

છો? હું તો હમણાં જ તૈયાર છું. પણ વિલાસ, આ બહુ ગંભીર કાર્ય છે. એના પર તો આપણા આખા યે જીવનનો આધાર છે. આવી વાતમાં ઉતાવળ કરવી એ યોગ્ય ન કહેવાય. આપણે ભણ્યાં તો આપણે તો સો ગળણે ગળીને પાણી પીવું ઘટે. સમજ્યાં?

વિ: હા, હું બધું સમજી. પણ શું તમે આખી જિંદગી વિચાર જ કર્યા કરવાના? શું જીવન વિચારો જ કરવા માટે છે? અલબત્ત નહિ. કૉલેજમાં હતાં ત્યારનાં આપણે એકમેકને ઓળખ્યાં છે. હવે વધુ વિચાર કરવો અને વખતનો વ્યય કરવો એ હું તો પાપ જ સમજું છું.

ઇ: પણ વિલાસ, આમાં આપણા બે સિવાય કોઇની સંમતિ નથી. આપણે લગ્ન કરીએ તો કુટુંબ, જ્ઞાતિ અને સમાજ બધું ત્યજવું પડશે. એ આપણાથી થશે?

વિ: (તીક્ષ્ણ નજરે જોતી) મારાથી તો જરૂર થશે. તમને તમારી જાતમાં અશ્રદ્ધા હોય તો પ્રભુ જાણે. હું વળી કયે દહાડે નાત, જાત ને સમાજમાં માનતી હતી? અને તમે પણ....

ઇ: (વચમાં જ ચાનો ઘૂંટડો ભરતાં) એ તો સાચું...પણ કુટુંબ નહિ ત્યજાય...વિલાસ, અને મારે તો કાંઇ જ નથી; નથી મા કે નથી બાપ; નથી કુટુંબ કે નથી નાતજાત. આનો વિચાર તો તારે કરવાનો છે.

વિ: કૃપા કરી એવી વાતો કરી મને નાસીપાસ ન કરો. શું તમે મને આટલા માટે જ વચન આ.....

ઇ: (વચ્ચે જ) અરે, પણ એમાં આટલાં બધાં આકળાં કેમ થઇ જાઓ છો?

[વિલાસની આંખમાં આંસુ ભરાઇ આવે છે.]

ઈ: (બાજુએ) ખરેખર, ગમે તેવું પણ આખરે તો સ્ત્રીહૃદય ને!

(વિલાસ તરફ ફરીને) વિલાસ, એમ રડીને મને ઓશિયાળો બનાવવો છે?

[વિલાસ તર્જનીથી આંસુ લૂછી નાખે છે. ઇંદુ ઊભો થઇ એના હાથ પોતાના હાથમાં લે છે. એક હાથે હડપચી સ્પર્શી મુખ ઊંચું કરે છે અને ટગર ટગર સામું જોઇ રહે છે. ઇંદુ અને વિલાસ એક સાથે હસી પડે છે.]

ઇં: વિલાસ, બોલી એ પાળીશ ને? જોજે હોં. માનવ હૃદયને પણ ભરતી ને ઓટ હોય છે; ક્ષય ને વૃદ્ધિ હોય છે; પ્રેમ ને ઘૃણા હોય છે. બોલી એ પાળીશ ને?

વિ: (ધીમેથી) એ તો ભવિષ્ય જ બતાવશે.

[વિલાસ જરા કટાક્ષમય સ્મિત કરે છે.
બંને સામસામાં ટગર ટગર જોયા કરે છે.]

પડદો પડે છે.

## દૃશ્ય ૨જું

[એક મહિના પછી ચંદ્રરજનીનો ચંદ્ર ખીલ્યો છે. લગભગ અગિયાર બારનો સમય છે. આજુબાજુ નિઃશબ્દ શાંતિ છે. અગાસીમાં બેઠક પર ઇંદુ ને વિલાસ બેઠાં છે. વિલાસનું માથું ઇંદુના ખોળામાં છે. વાતાવરણમાં આનંદ અને ઉલ્લાસ, ચેતના ને પ્રેરણા સભર ભર્યાં છે.]

ઇં: (ધીમેથી) વિલાસ, શા વિચાર કરે છે?

વિ: (ઇંદુના મુખ તરફ દૃષ્ટિપાત કરતાં) કાંઇ જ નહિ.

ઇં: ના ના; તું જૂઠું બોલે છે. શું હજુ પણ તારા મનમાંથી એ વિચાર ખસતો નથી? દહીં અને દૂધ બંનેમાં કાંઇ પગ રખાય?

વિ: અરે, પણ હું તો એ વિચાર જ નથી કરતી. મને તો એમ થાય છે કે આ . . . કેવો મેળ? આપણે બે કોણ-અને કેવી રીતે મળ્યાં,

આકર્ષાયાં અને છેવટે...પરણ્યાં. ખરેખર, પ્રેમ શું નથી કરતો?

[જરા વાર શાંતિ પ્રસરે છે.]

ઇ: પણ વિલાસ, તને માબાપ છોડયાનું દુઃખ નથી થતું?

વિ: (પોપચાં ઢાળીને) એ કેમ ન થાય? જેણે નાનપણથી ઊછેરીને આવડાં કર્યાં હોય તે કેમ વીસરે? પણ તે તો હું એકલી હોઉં ત્યારે જ. તમે પાસે હો ત્યારે તો મારી આખી યે દુનિયા જાણે તમારામાં જ આવીને ઠરે છે; તમારા સિવાય કાંઇ યે હું દેખતી નથી...

ઇ: એ...મ? ત્યારે તો હું કાંઇ જાદુ કરતો હોઉં એમ લાગે છે...નહિ?

[બંને ખડખડાટ હસી પડે છે.]

ઇ: (વિલાસને માથે હાથ ફેરવતાં) પણ..વિલાસ, ધાર કે હું...

[ઈંદુ અધવચ અટકી જાય છે. વિલાસ એના સામે શંકાથી જોઇ રહે છે.]

વિ: (ઇંદુ તરફ ટગર ટગર જોતી) કેમ અટકી ગયા?

[ઇંદુ વિચારતંદ્રામાંથી જાગે છે.]

ઇ: હં, હં; એ તો હું એમ કહેતો હતો કે કદાચ મને અહીંઆં નોકરી ન મળે તો...

વિ: (વચમાં જ) તો શું? જાઓ જાઓ, આવી કુશંકાઓ ન કરો. હજુ તો પાશેરામાં પહેલી પૂણી છે ને આવા વિચાર શું કરો છો!

ઇ: ના ના, આ કુશંકા ન કહેવાય. અને હું તો તારો જ વિચાર કરું છું. હું તો ગરીબાઈમાં ઊછર્યો છું એટલે સમય આવે તો બે દિવસના ઉપવાસ પણ વેઠી લઉં...પણ, તારું શું થાય?

વિ: શું તમે ઉપવાસ કરશો—તમે દુઃખ ભોગવશો ને મારાથી કાંઈ જ સહન નહિ થાય? તમને મારામાં વિશ્વાસ જ નથી.

ઇં: વિલાસ, આ કાંઇ અવિશ્વાસ ન કહેવાય. પણ સમય બળવાન છે; આપણે સંજોગોના ગુલામ છીએ. ઘણીયે વાર આપણે જીવનમાં કદી યે ન ધાર્યું હોય એવું નથી કરતાં? તું જ કહેને કે તને સ્વપ્ને યે ખ્યાલ હતો કે તું માબાપ, સગાંસબંધી, ન્યાતજાત, સમાજ—બધું યે છોડીને, તેમનો ફીટકાર સહીને પણ એક નબાપા, નમાયા, પરજ્ઞાતિના યુવક સાથે લગ્નગ્રંથીથી જોડાઇશ?

[વિલાસ અનુત્તર રહે છે. ટાવરમાં એક ટકોરો થાય છે]

ઓહો, એક વાગ્યો? ચાલ વિલાસ, ખંડમાં જઇએ.

[વિલાસ ધીમેથી ઊભી થાય છે. બંને અંદર જાય છે.]

પડદો પડે છે.

## દશ્ય ૩જું

[બે વર્ષ પછી અમદાવાદમાં નદી પારના મકાનનો એક નાનો ઓરડો. ઓરડામાં એક બાજુ નાના ટેબલ પર થોડી જૂની ચોપડીઓ, ખડિયો, કલમ વગેરે અસ્તવ્યસ્ત પડ્યાં છે. ચટાઇ પર એક ચોપડી વાંચતો ઇંદુ બેઠો છે. બાજુએ ગોખલામાં નાનું ટાઇમપીસ પડ્યું છે. સાડા નવ વાગ્યે અંદરના ભાગમાં વારંવાર તવી અને ચીપિયાનો અવાજ થયા કરે છે. થોડી વારે વિલાસ એક હાથમાં વેલણ લઇ ખૂબ ક્રોધમાં પ્રવેશ કરે છે.]

વિ: કેમ, તમે બિલકુલ સાંભળવાના જ નહિ?

[ઇંદુ ચમકી ઊઠે છે. ચોપડી એકદમ બાજુએ મૂકી વિલાસ તરફ નજર કરે છે.]

જો તમારે ન જ લાવવું હોય તો ના કહી દોને!

[વિલાસ રાતીપીળી થઇ જાય છે.]

ઇ: અરે, પણ એમાં આમ ક્રોધ શું કરે છે? તું વિચાર કર...

વિ: (વચ્ચે જ) શું મારું કરમ વિચાર કરું?

ઇ: (જરા ચિડાઇને) અરે, જરા સાંભળ તો ખરી. જો હું અત્યારે બજારમાં જાઉં તો કયારે આવું? કયારે ખાઉં? અને કયારે ઑફિસમાં જાઉં? આ સાડા નવ ને દશ તો થઈ છે....

[વિલાસ ઘડિયાળ તરફ એક દૃષ્ટિ ફેંકે છે.]

વિ: ત્યારે શું તમારે રોજ આમ જ કરવાનું છે? તમે તો રોજ કાંઇ ને કાંઇ ભૂલી જાઓ છો. એક દિવસ શાક ભૂલી જશો, તો બીજે દિવસે સાબુ જ લાવવા નહિ સાંભરે. ત્રીજે દિવસે વળી દવા જ લાવવી ભૂલી જવાના. શું આમ ઘર ચાલતું હશે? અને, સવાર થઈ એટલે 'વિલાસ, ચા થઇ કે?' બપોર થયા એટલે 'વિલાસ, ખાવાનું થયું કે?' જાણે વિલાસ જ બધું યે કરવા સરજાઇ છે. (ગળગળી થઇ જાય છે.)

[ઇંદુ ધામેથી ઊભો થાય છે, વિલાસની પાસે જાય છે અને સ્નેહથી ખભે હાથ મૂકે છે.]

ઇ: વિલાસ, આમ આકળી થઇ જાય એ સારું કહેવાય? આપણે જગતની પ્રચલિત રૂઢિથી વિરુદ્ધ જે કાંઇ કર્યું છે તે માટે આપણે જ સહન કરવું ઘટે છે. જગતમાં સત્ય પ્રતિપાદન કરવા તો ઇશુએ પોતાના દેહનું બલિદાન આપ્યું હતું, બુદ્ધે ગૃહનો ત્યાગ....

વિ: મારે એ તત્ત્વજ્ઞાન નથી સાંભળવું. હું પણ એ બધું ભણી છું.

[ઇંદુ ફિક્કો પડી જાય છે. એનું મુખ લેવાઈ જાય છે.]

જરા રસોડામાં આવીને ત્રણ કલાક સુધી સગડીના તાપે તાતા તૈયાર કરો એટલે બધી યે ખબર પડશે. હું સવારના સાત વાગ્યે ઊઠું છું ત્યારથી રાત્રિના નવ દશ સુધી નવરી જ નથી પડતી. નથી ઘરમાં ચાકર, નથી રસોઇયો...કોઇ જ ન મળે. ખરેખર, મેં છેક આવું

નહોતું ધાર્યું....

[ઇંદુને ડંખ લાગે છે.]

ઇ: કે?

વિ: કે મારે આવું વૈતરું કરવું પડશે. આવા 'પ્રેમ-લગ્ન' કરતાં તો કુંવારી રહી હોત તે જ સારું હતું. મેં સર્વ તજ્યું ને તમને મારા કર્યા તે શું આ માટે?

[વિલાસની આંખમાંથી આંસુનું બિંદુ ખરી પડે છે અને તે એક ડૂસકું ખાય છે.]

ઇ: વિલાસ, તું કહે છે એ બધું જ સાચું છે, પણ એનો ઉપાય શું આ છે? તું આવી ક્યાં સુધી રહીશ? જરા ધૈર્ય ...

વિ: (આંસુ લૂછતી) હજુ ધૈર્ય? શું તમને મારી જરા પણ લાગણી નથી થતી? મેં નાનપણમાં શેક્યો પાપડ પણ ભાંગ્યો નથી, સમજ્યા? ગમે તેમ કરીને નોકર કે રસોઇયો શોધી લાવો. હવે....

ઇ: (ધીમેથી—વચ્ચે જ) સારું સારું, ચાલ આજે જ તપાસ કરીશ. પણ તું હવે જરા શાંતિથી બેસ.

[ભાતને ઊભરો આવવાનો અવાજ તથા ગંધ આવે છે. વિલાસ અંદર દોડી જાય છે]

ઇ: (સ્વગત)અરે, આ ઓછું દુઃખ છે? ભણ્યાં પણ ગણ્યાં નહિ તે આનું નામ. કાલિદાસના દુષ્યન્તની અને શેક્સપીઅરના રોમિયોની કલ્પનાઓ કરીકરીને પ્રેમના ફંદામાં ફસાયાં—જકડાયાં—ચગદાયાં. નાત જાત જે કાંઇ હતું તે પણ ખોયું, અને છેવટે આ સ્થિતિ? (જરા અટકે છે.) પચાસ રૂપૈડીના પગારમાં આ ઘર કેમ નભે? નોકર જોઇએ, ચાકર જોઇએ, ચાર ડગલાં ચાલવું હોય તો ગાડી જોઇએ, અને તુમાખ તો માતો યે નથી...અને નામ તો એવું મશહૂર થઇ ગયું છે કે કાંઇ

નોકરીમાં યે રાખતું નથી . . . અરે રામ!

[એક નિસાસો નાખે છે ]

(ઘડિયાળ તરફ નજર પડતાં) અરે, અગિયાર વાગી ગયા? ઑફિસ-માં જવાનું મોડું થઇ ગયું!

[જાય છે.]

પડદો પડે છે.

## દૃશ્ય ૪થું

[પાંચ વર્ષ પછી સાંજના સાડા સાત. વિલાસ ઘોડિયામાં સૂતેલા બાળકને હીંચોળે છે. એના મુખની કાન્તિ ફિક્કી પડી ગઇ છે; આંખની આજુબાજુ શ્યામલતા લાગે છે. નાની ઉમરમાં પણ તે આધેડ ઉમરની હોય તેવી દેખાય છે. ચિંતા અને શોકની મહા જ્વાળાએ એના અંતરને આવરી લીધું છે. બાળકને હીંચો-ળતાં તે ધીમુંધીમું ગાય છે:]

'સાવ રે સોનાનું મારું પારણિયું ને ઘૂઘરીએ ઘમકાર,

બાળા પોઢોને. . . .

[પાછળથી બારણું ઉઘાડી ધીમે પગલે ઈંદુ પ્રવેશ કરે છે. એનું શરીર પણ દુઃખ અને ચિંતાને લીધે ઘસાઇ ગયું હોય તેવું જણાય છે. સાથે લાવેલી શાકની ઝોળી ટેબલ પર અફાળી, ટોપીને પણ ત્યાં જ મૂકી તે આરામ ખુરસીમાં ઢળી પડે છે. એનું શરીર તાવથી ભરાયું છે.]

ઇ: (બેસતાં બેસતાં) એ, જરા પાણી લાવોને!

[વિલાસ એ તરફ ફરીને એક વેધક દૃષ્ટિ નાખે છે;--ઈંદુના આગમનથી નાખુશ થઇ હોય તેમ.]

વિ: જરા થોભો, હમણાં આપું છું.

[જરા વાર શાંતિ પ્રસરી રહે છે.]

ઇં: (નિસાસો નાખતો અને વાળ પીંખતો) કેમ, સાંભળતાં નથી ? જરા પાણી આપોને !

[વિલાસ છણકો કરી ઊભી થાય છે ને અંદર જાય છે. ઇંદુ માથે હાથ મૂકી બેઠો છે.]

ઇં: અરરર પ્રભુ, હવે તો હદ થઇ ગઇ. (ધીમેથી ઊભો થાય છે.) આ કેમ સહન થાય ? જાણે મેં જ બધો ગુનો . . .

[ઇંદુ અટકી જાય છે. વિલાસ દાખલ થાય છે. ઇંદુ ખુરસી પર બેસે છે, લોટો લે છે. અને પાણી પીએ છે. વિલાસ એની સામે જ બેસે છે.]

વિ: (ધીમેથી આડું જોઇને) હું તો કાલે મારે ઘેર જવાની છું.

ઇં: (ચમકીને) શું ?

વિ: (મક્કમતાથી) મા રે ઘે ર જ વા ની છું.

ઇં: એટલે ?

વિ: એટલેકે હું આ ઘરમાં રહેવા નથી માગતી. મારાથી આ સહન નથી થતું.

[ઇંદુ ટગર ટગર જોયા કરે છે.]

મારા બાપાજીનો કાગળ આવી ગયો છે અને હું બેબીને લઇ કાલે જ મુંબાઇ જઇશ. તમારી નોકરીનું નક્કી થાય એટલે મને લખજો.

ઇં: એટલે ? શું તું મને એકલો મૂકીને ચાલી જઇશ,—અને તે પણ આ સ્થિતિમાં ? વિલાસ, જરા મારા શરીરને હાથ તો લગાડી જો કે આ શરીરમાં કેટલો તાવ છે ? (બોલતાંબોલતાં શ્વાસ ચડવાથી અટકે છે.) શું મને આમ છોડીને ચાલ્યા જવું તને લાજમ છે ?

વિ: તો શું હું પણ તમારી માફક દુ:ખમાં સબડ્યા કરું ? મારાથી આવું દુ:ખ સહન નથી થતું, સમજ્યા !

ઇં: (વિલાસના મુખ તરફ જોઇ રહે છે. ગળગળો થઇને) વિલાસ,

યાદ છે કે મેં શું કહ્યું હતું? પ્રેમ કરવો–પરણવું, એ સહેલું છે. એકબીજાને પૂરેપૂરાં ઓળખ્યા પછી, એકબીજાની ત્રુટીઓનું ભાન થયા પછી સુખ અને દુ:ખમાં સમાનતા રાખી, એ પ્રેમ નિભાવવો મુશ્કેલ છે. ભાવના અને આદર્શોની સ્વપ્નસૃષ્ટિમાંથી આ જડ....

વિ· (વચમાં જ) મારે તમારાં લાંબાંલાંબાં ભાષણો નથી સાંભળવાં. હું તો કાલે જવાની તે જવાની જ. તમને સૂઝે તે તમે કરી લેજો.

[વિલાસ બોલતીબોલતી અંદર ચાલી જાય છે. ઇંદુ ક્રોધથી–ઘૃણાથી લાલચોળ થઇ જાય છે; ઊભો થાય છે.]

ઇ: (સ્વગત) શું! તું જવાની જ? અને હું ફાવે તેમ કરી લઉં? (બે હાથે માથું પકડી વાળ પીંખે છે.) હા, હા, હું મને ફાવશે તેમ કરીશ ... પ્રભુ ... પ્રભુ....

[જમીન પર ફસકાઇ પડે છે.]

પડદો પડે છે.

# યૂ.ટી.સી.ની આપવીતી

ડિસેમ્બરની ૨૨મી તારીખની સવારે મારો ઉત્સાહ માતો નહોતો. 'હું સિપાઇ થવાનો છું' એ વિચારે મારી છાતી વેંતવેંત ઊંચી ઊછળતી. જોકે હું જાણતો હતો કે સિપાઇનું જીવન કૉલેજના જીવન જેવું સરળ અને રસિક નથી હોતું; છતાં ભિન્નભિન્ન અનુભવ લેવાની અભિલાષાએ મેં મારું નામ યૂનિવર્સિટી ટ્રેઇનિંગ કોરમાં નોંધાવ્યું હતું. આજ અમારે પૂનાની પડોશમાં આવેલા પાષાણ કૅમ્પમાં લશ્કરી તાલીમ લેવા માટે ઊપડવાનું હતું.

મહાન વિગ્રહમાં લશ્કરની ભરતી માટે સરકારને જે વિટંબણાઓ વેઠવી પડેલી તેવી વિટંબણાઓ ભવિષ્યમાં ના વેઠવી પડે તે માટે વિગ્રહ શાંત થતાં ઉપાયો યોજાયા હતા. 'Reserve Force'ની ઉત્પત્તિ પણ ત્યારે થઇ; અને યૂનિવર્સિટી ટ્રેઇનિંગ કોરની શરૂઆત પણ ત્યારથી જ થઇ.

યૂનિવર્સિટી ટ્રેઇનિંગ કોર એ કૉલેજના વિદ્યાર્થીઓનું બનેલું લશ્કર છે. સરકારને જ્યારે જરૂર પડે ત્યારે એનો ઉપયોગ તે કરી શકે છે. જોકે હજુ સુધી તો તેનો ઉપયોગ કરવાનું સુભાગ્ય સરકારને સાંપડ્યું નથી.

સાડા નવ વાગ્યે અમને કહેવામાં આવ્યું કે દરેકે પોતાનો સામાન લઇને સાડા દશ વાગ્યા પહેલાં કૉલેજમાં હાજર થઇ જવું. કેટલાક વિદ્યાર્થીઓ તો કૉલેજથી ત્રણત્રણ માઇલ દૂર રહેતા હતા, તેઓ કેવી રીતે આવી શકે? પણ આ તો મિલિટરી હુકમ!

મેં પોતે પણ વાંધો ઉઠાવેલો, પણ...તે જ વખતે મને કવિ ટેનિસનના શબ્દો સાંભર્યા:

'There is not to reason why,
There is not to make reply,
There is but to do and die.'

હુકમને તો તાબે થયે જ છૂટકો.

અમારો સામાન તો મોટરમાં ભરીને સ્ટેશન પર રવાના કરવામાં આવ્યો, પણ અમારું શું ?

ત્રણ શેરના જોડા ને દોઢ શેરની હેલ્મેટ સાથે અમારો માર્ચ શરૂ થયો. લેફ્ટ, રાઇટની શરૂઆત થઇ ગઈ.

અમારાં દુર્લભ દર્શન કરવા આખી કૉલેજ ઊલટી હતી. આખો રસ્તો કૉલેજના વિદ્યાર્થીઓથી ભરચક હતો. અમે જેમજેમ આગળ વધ્યા તેમતેમ પાછળથી 'હો, હો'ના અવાજ ગાજવા માંડયા.

કૉલેજનાં છેલ્લાં દર્શન કરવા મેં માથેથી હેલ્મેટ ઉતારી કે સાર્જન્ટે બૂમ મારી...'You there.'

અમદાવાદની જનતાને પણ અમારા વિચિત્ર પોશાકથી કાંઇક કુતૂહલ થયું હોય એમ મને લાગ્યું ખરું. આખે રસ્તે બધા અમને ધારીધારીને જોયા કરે. અમે તો નહિ વિદ્યાર્થી કે નહિ સાચા સિપાઇ. અમારી સ્થિતિ કાંઈક ત્રિશંકુ જેવી હતી.

અમારો ડબ્બો ખાસ રિઝર્વ કરાવેલો હતો, એટલે જગ્યા માટે તો કાંઇ ચિંતા જ કરવાની ન હતી. વળી સરખેસરખાનો સાથ જામેલો એટલે અમે તો સ્ટેશને સ્ટેશને ઊતરીએ. ત્યાં પણ બધા અમને કુતૂહલથી જોઇ રહે. અમારા તોફાનથી તો ગાર્ડ પણ કંટાળી ગએલો.

વડોદરા આવ્યું એટલે કકડીને ભૂખ લાગી. સવારમાં કાંઇ પણ ખાધેલું નહિ અને આખો દિવસ સખત તોફાન કરેલું, એટલે પછી ભૂખનું પૂછવું જ શું? હું ઘેરથી થોડું ભાથું લઇ ગએલો એટલે મારે

મન તો નિરાંત હતી. મને ખાતરી હતી કે ત્રણચાર દિવસ ખાવાનું ન મળે તો ય નભી શકશે. આખરે ડબ્બો ખોલીને મેં ખાવા માંડ્યું. મેં કેટલું ખાધું તે તો હું કહી શકું તેમ નથી, પણ બેત્રણ જણને થોડુંથોડું આપ્યા પછી ડબ્બાનું તળિયું પૂર્ણિમાના ચંદ્ર જેવું દીપી ઊઠ્યું!

બહુ તોફાનથી થાક્યો એટલે હું જરા આરામ લેવા પડ્યો. નિદ્રાના ખોળે માથું મૂકી, ભવિષ્યનાં સ્વપ્ન અનુભવતો હું અર્ધ નિદ્રામાં પડ્યો હતો; એટલામાં કોઇએ બૂમ મારી 'નર્મદા...' હું બેઠો થઇ ગયો.

સંધ્યા ઊતરતી હતી ને નિશાની ભરતી ચડતી હતી. પશ્ચિમ ક્ષિતિજમાં જાણે રજપૂતાણીઓએ જૌહર આદર્યું હોય એમ આગની પ્રચંડોર્મિઓ સમો રક્ત રંગ પથરાઈ ગયો હતો. ધીમેધીમે તેના પર પણ અંધકાર છવાયો ને દિશા સૂનકાર થઇ રહી.

પૂર્વનું આકાશ એ વખતે અલૌકિક હતું. આકાશ ને પાણીનો સંગમ તો દેખાતો જ નહિ. માત્ર ચંદ્રના તેજથી રસેલા જલતરંગો જ નીરખી શકાતા. ચંદ્ર પણ હમણાં જ ઊગ્યો હતો. એ ચંદ્રમાં મને તો સૂર્ય દેખાયો. એ સૂર્ય જેવો જ ધગધગતો લાલચોળ ને ભયાનક લાગતો હતો. આજુબાજુનાં વાદળાંથી એ વીંટળાએલો હતો એટલે એનું તેજ તો એટલામાં જ પથરાએલું હતું. ધીમેધીમે એ ઊંચો ચડ્યો ને એક વાદળાની ઓથે છુપાઇ ગયો. ઘટિકા પછી જ્યારે જગતને એણે દર્શન દીધાં ત્યારે એ ભયાનક મટી મૃદુ ને ઝાંખો મટી તેજવાહી બન્યો હતો. જીવનમાં આવો ચંદ્રોદય તો મેં આજે જ નિહાળ્યો.

બીજે દિવસે સવારમાં અમે બોરીબંદર પહોચ્યા અને પૂનાની ગાડીમાં બેઠા. લગભગ દશ વાગ્યે અમે થાણા પહોચ્યા. અહીંથી જ મને દક્ષિણની ભૂમિનાં દર્શન થવા લાગ્યાં. ગૂજરાતની સપાટ જમીન તો ક્યારની યે વહી ગઈ હતી. હવે અમે પહાડી પ્રદેશમાં દાખલ થયા.

જેમજેમ ગાડી ચાલતી ગઇ તેમતેમ મને વધુ ને વધુ આનંદ પડતો ગયો. ગાડીને બે એંજિન જોડવામાં આવ્યાં હતાં, એક આગળ ને એક પાછળ; કારણકે હવે અમારે પહાડ પર ચડવાનું હતું. રસ્તામાં કેટલીયે ટનલો આવતી. જ્યારે ગાડી અંદર દાખલ થાય ત્યારે ડબ્બામાં આંખો મીંચીને જ હું તો બેસી રહેતો, કારણકે એ વખતે આંખમાં રજ પડવાનો નવ્વાણુ ટકાનો ભય રહે છે. ગાડી બહાર નીકળે ત્યારે ટનલમાંથી ધુમાડાના ગોટેગોટ નીકળતા.

આખરે અમે ટેકરીની છેક ટોચે પહોંચ્યા. બે બાજુએ ઊંડી ખીણો અને મેદાન તથા ટેકરીઓ દેખાતાં. જ્યાંજ્યાં નજર પડે ત્યાંત્યાં આંખો ઠરી જ જાય. કોઇકોઈ ટેકરીઓમાંથી કલરવ કરતાં ઝરણાં વહી જતાં હોય તો કોઇકોઇ ટેકરીઓ ભયાનક લાગતી હોય. જ્યાં દૃષ્ટિ પડે ત્યાં પહાડ, ઝાડ ને આકાશ. બીજું કાંઈ પણ નજરે ન પડે. આવી રમ્ય કુદરતનાં દર્શન કરતાકરતા ચાર વાગ્યે અમે ખડકીના સ્ટેશને પહોંચ્યા. ત્યાં જ અમારે ઊતરવાનું હતું.

અમારો સામાન ખચ્ચરની ગાડીમાં ભરીને રવાના કરવામાં આવ્યો. અમે લશ્કરની માફક ચારચારની ટુકડીમાં ગોઠવાઇ ગયા. વધાવવા માટે આવેલું બૅન્ડ આગળ ચાલતું અને તેની પાછળ અમે. આ પ્રમાણે અમે લગભગ ત્રણેક માઇલ કાપી નાખ્યા. પહેલાં મધુરું લાગતું વાજું પણ અમને હવે કંટાળારૂપ લાગ્યું, કારણકે ભૂખ અને થાકે અમને સંપૂર્ણરીતે ઘેરી લીધા હતા. રસ્તામાં એક સુંદર બગીચો આવ્યો. મેં ધાર્યું કે જરૂર અહીંઆં જ કૅમ્પ હોવો જોઇએ. પણ મારી એ ધારણા ખોટી ઠરી. આખરે અમને કૅમ્પનાં દર્શન થયાં. દૂરથી એ અતિ રળિયામણો લાગતો. એના દર્શનથી અમારામાં નવું જ ચેતન આવ્યું અને પગ જોશભેર ઊપડવા લાગ્યા.

અમારા માટે જુદાજુદા તંબૂઓ ઠોકવામાં આવ્યા હતા. દરેક તંબૂમાં લગભગ દશ માણસનો સમાવેશ થાય એમ હતું. અમને પાથરવા માટે જૂના રબરના ઓવરકોટ, ગાદીનાં ત્રણ ખોળિયાં, એક ઓસીકાનું ખોળિયું અને બે કામળા, એટલું દરેકને આપવામાં આવ્યું હતું. ગાદી અને ઓસીકાં બનાવવા માટે ઘાસનો ઉપયોગ કરવાનો હતો. પણ અમે તો એ ખટપટમાં પડચા જ નહિ.

જરા થાક ઊતરતાં અમે થાળી ને વાટકો લઇ ખાવાનું લેવા ઊપડચા. ત્યાંની ગોઠવણ જોઇને મને પ્રથમ તો જરા ક્ષોભ થયો, પણ બેસી રહ્યે કાંઇ પરવડે એમ નહોતું. રસોડાના બારણાં આગળ બે પાટ ગોઠવવામાં આવતી. એક જમણી બાજુ અને બીજી ડાબી બાજુ. તેમાં પહેલો ભાત વાળો, બીજો આમટી (દાળને બદલે આપવામાં આવતું મસાલાવાળું પાણી) વાળો, ત્રીજો શાક વાળો ને ચોથો છાશ વાળો એ પ્રમાણે અનુક્રમે બ્રાહ્મણો (!) ગોઠવાઈ જતા. લગભગ છ સો માણસની રસોઇ તૈયાર કરવાની એટલે ઉતાવળ તો હોય જ. તેથી ચપાટી (જાડી રોટલી) તો કાચીકોરી પણ રહી જાય. આમટીનો સ્વાદ પણ રોજ કાંઇક ઓર જ હોય. શાકનું તો પૂછવું જ નહિ. જે શાક હાથમાં આવે તે બધું ભેગું કરીને એક નવીન જ પ્રકારનું શાક બનાવવામાં આવતું. એક દિવસ તો બટાટા, ડુંગળી, ગાજર, ટમેટાં ને તે ઉપરાંત બીજી બેત્રણ ચીજોનું મિશ્રણ કરેલું! આ બધી રસોઇ ગમે તેવી હશે પણ છાશ તો સુંદર મળતી. મારા કમભાગ્યે હું તો એક જ વાટકી લઇને ગએલો, એટલે છાશ લેવા માટે ખાતાંખાતાં જવું પડતું.

પહેલે દિવસે તો આ રસોઇ ગળે ન ઊતરી. પણ બીજે દિવસે તો નછૂટકે ખાવી જ પડી. ન ખાઇએ તો કરીએ શું? ભૂખ તો મટાડવી જ પડે ને?

સવારમાં સાડા પાંચ વાગ્યે ઊઠવાનો ઘંટ થતો. પણ અમારે તો સાત વાગ્યે કસરત માટે જવાનું, એટલે ૭ વાગ્યા સુધી અર્ધ જાગૃત સ્થિતિમાં પડયા રહેતા. સાડા પાંચના ઘંટ પછી તરત જ એક માણસ માથાથી તે પગ સુધી કાળો કામળો ઓઢી ફિડલ લઇને નીકળી પડતો. એનું નામ રામદાસ. આખા કૅમ્પના દરેકેદરેક તંબૂ પાસે એ એક મિનિટ થોભતો ને દૈવી સંગીત સંભળાવતો. જાગૃત અવસ્થામાં સંગીતનો ઉપભોગ કરી શકાય છે ખરો, પણ એ અર્ધ જાગૃત સ્થિતિમાં સાંભળેલા સંગીત જેટલું મિષ્ટ નથી લાગતું એનો મને ત્યાં પ્રથમ સાક્ષાત્કાર થયો.

સવારમાં ઊઠીને અમારે અમારો બધો સામાન અમુક રીતે જ ગોઠવવો પડતો. ખાનગી ટ્રંક અને કિટ બૅગ (સરકારી કપડાંનો કોથળો) રબરના ઓવરકોટમાં લપેટી, ઉપર ખોળિયાં મૂકી, તેની ઉપર કામળા મૂકતા. સૌથી ઉપર અમારી હેલ્મેટ અને બેલ્ટ (પટ્ટો) ગોઠવતા. આ પ્રમાણે ગોઠવી તંબૂનો પૂર્વનો પડદો ઉઠાવી લેતા, જેથી અંદરનો ભાગ તડકાથી સ્વચ્છ બને. આનું પણ વારંવાર ઇન્સ્પેકશન થતું.

સાત વાગ્યે અમને Physical Training માટે લઇ જતા. એ વખતે ફક્ત ગરમ ખમીસ, નિકર, (ટૂંકી પાટલૂન), મોજાં અને બૂટ પહેરી, બે હાથે બંદૂકનો કુંદો ઊચકી લગભગ અરધો માઇલ દોડવું પડતું. પહેલા બેત્રણ દિવસ આ અતિ વસમું ન લાગ્યું. પણ જ્યારે ટાઢનો ચમકારો થયો ત્યારે એ ઘણું જ ત્રાસદાયક થઇ પડ્યું. ત્રણ દિવસ તો એવી ભયાનક ટાઢ પડી કે સવારમાં અમારી આંગળીઓ પણ ચેતનવિહોણી થઇ જતી ને ઠરી જતી. કલાક–બે કલાક સળગીને તપેલા ફાનસના ગોળાને અમે બે હાથે પકડીને તાપતા. પણ ગોળો ઠરી જાય છતાં આંગળી તો એવી ને એવી જ રહે. એવા જ હાથે બંદૂક પકડી

અમારે દોડવું પડતું. એ વખતે મોંમાંથી શ્વાસ સાથે વરાળના ગોટેગોટ ઊડતા ને નાકમાંથી પાણી ટપકતું. લગભગ આઠ વાગ્યે સૂર્યદેવનાં ઝળહળતાં કિરણો ટેકરીની ટોચ પરથી મેદાન પર પથરાતાં ત્યારે જ અમારા દેહમાં પૂર્ણ ચેતન આવતું.

પછી અમને પીવાને ચા મળતો. ચાનું તો માત્ર નામ જ હતું. પાણી અને ખાંડ સિવાય એમાં બીજું કાંઇ જ લાગતું નહિ. છતાં યે અમે તો એને હર્ષથી જ વધાવી લેતા. સવારમાં તો ચા સાથે પાઉં પણ મળતા. અમે વખતનો વિચાર કરીને જોઇએ તેટલા ખાઇ લેતા.

પછી અમારે કાં તો Arm drill કરવી પડતી કે Battalion Paradeમાં જવું પડતું. કોઇ દિવસ તો લડાઈની માફક થોડી ટુકડીઓને દુશ્મન બનાવે ને થોડાને અમારા માણસ બનાવી, દુશ્મનને આગળ મોકલી તેમના માણસોને ફાવે તેમ ગોઠવવા દે; ત્યાર પછી અમે તેમને શોધતા શોધતા જઇએ અને અમારા લશ્કરની ગોઠવણ થાય. મને તો તેમાં બરાબર સમજ પડતી નહિ. પણ આપણી ફરજ તો અધિકારીનો હુકમ માનવો એટલી જ હોય છે, એટલે એ વિષે ચિંતા કરવા જેવું કાંઇ જ ન હતું.

સાડા અગિયાર વાગ્યે અમે પાછા ફરતા. પછી ખાવાની તૈયારી કરતા. ઘેર કોઇ દિવસ ખમીસ પહેરીને પણ ખાતાં ક્ષોભ થાય તે ત્યાં બૂટ અને હેલ્મેટ સાથે ખાતાં પણ નહોતો થયો. કકડીને ભૂખ લાગી હોય ત્યાં બૂટ કાઢવાની પંચાત કોણ કરે! જેમજેમ દિવસ જતા ગયા તેમતેમ ભૂખમાં પણ વધારો થતો ગયો. વધારેમાં વધારે હું એક ટંકે આઠ ચપાટી ઝાપટી જતો. એટલે અમદાવાદની આશરે બત્રીશ રોટલી થાય. ચપાટી જેટલી જોઈએ તેટલી મળતી, પણ ઘી તો બે જ ચમચા મળતું. બે ચમચામાં ફક્ત ચાર ચપાટી ચોપડાઈ રહે;

એટલે બીજી માટે કાંઇક સગવડ કરવી પડતી. પહેલાં ચાર ને પછી ચાર, એ પ્રમાણે બે વખત થાળીવાટકો લઇને રોટલીઓ લઇ આવતો, એટલે બે વખત ઘી મળતું! ખાધા પછી થાળી તો હાથે જ માંજવાની રહી.

ખાઇને પાછાં કપડાં પહેરી તૈયાર થવું પડતું. સાડા બારથી સાડા ત્રણ સુધી Battalion Parade કે Route March માટે જવું પડતું. બૅટેલીઅન પરેડ તો બહુ ત્રાસદાયક નહોતી, કારણકે અધિકારીના હુકમ પ્રમાણે આર્મ ડ્રીલ કરવી પડતી. પણ રૂટ માર્ચનો ત્રાસ ઘણો જ હતો. જોકે અમારા સદ્‌ભાગ્યે અમારે ઘણા રૂટ માર્ચમાં જવાનું નહોતું આવ્યું, તેથી અમને એ ત્રાસ બહુ સાલ્યો નહિ. છતાં છેલ્લા અને મોટામાં મોટા રૂટ માર્ચ વખતે અમારે જવું પડેલું. અઢાર શેરની રાઇફલ ઊચકી, ત્રણ શેરના જોડા પહેરી સોળ માઇલ ચાલવાનું હતું. સવારના નવ વાગ્યે કૂચ શરૂ કરી, અને લગભગ દોઢ વાગ્યે પાછા ફર્યા. એ વખતે અમારી સ્થિતિ જોવા જેવી હતી. અમદાવાદના એંશીમાંથી લગભગ દશ પંદર છોકરા થાક લાગવાથી રસ્તામાં બેસી ગયા હતા. ગરીબડી ગૂજરાત ઉપર દક્ષિણના વિદ્યાર્થીઓ હસતા હતા. મને પણ થાક તો લાગ્યો હતો, પણ રસ્તામાં બેસી જવાની નિર્બળતા તો નહોતી જ દેખાડી. હું તંબૂમાં આવીને વણઝારાની પોઠની માફક બિછાના પર ઢળી પડ્યો.

સાડા ત્રણ વાગ્યા પછી અમે છૂટાં થતા. પણ હમેશાં તો નહિ જ. કોઇ દિવસ રાઇફલો સાફ કરવી પડતી, તો કોઇ દિવસ એક્સ્ટ્રા પરેડમાં જવું પડતું. આ ઉપરાંત રોજ હજામત તો હાથે કરવી જ પડતી. જો ન કરે તો Fatigue duty મળે. ફટીગ ડ્યૂટી એટલે આરામના વખતમાં વધારાનું કામ કરવું પડે તે. કોઇને ખાડા ખોદવા

પડતા તો કોઇને દશ પંદર રાઇફલો સાફ કરવી પડતી. બટન પણ રોજ પૉલિશ કરવાં પડતાં; અને જોડાને કેમ વીસરી જવાય? એમની પણ હમેશાં ખબર લેવી પડતી. માત્ર કપડાં મેલાં ચાલી શકતાં! આરામના વખતમાં હું કદીકદી નહાવા જતો. તંબૂઓથી લગભગ એકાદ ફર્લાંગ દૂર ચાર ચકલીઓ ગોઠવવામાં આવી હતી. નહાવાની તો ત્યાં બહુ જ મજા પડતી. પંદર દિવસમાં હું લગભગ ત્રણચાર વાર ત્યાં નહાયો હોઇશ.

રાત્રે ટાઢના ચમકારામાં અમે તો બહાર નીકળતા નહિ; પણ અમારી પાસેના જ તંબૂમાં રહેતા પારસીના ઉચ્છૃંખલ છોકરાઓની મંડળી જામતી. અમને તો તેમનાથી દૂર જ રહેવાનું યોગ્ય લાગ્યું; કારણકે અપશબ્દો ને નિર્લજ તોફાન સિવાય બીજો આનંદ એમને રુચતો જ નહિ.

સાડા દશ વાગ્યે ઘંટ વાગતાં સઘળા દીવા હોલવી નાખવામાં આવતા. ત્યાર પછી કોઇ પણ જાતની ગરબડ થતી તો તે ગુનો ગણાતો. હું તો બીજા દિવસનો પ્રોગ્રામ જાણી લઇને આરામથી વહેલો સૂઇ જતો.

રસોડાના ત્રાસ કરતાં બાજરૂનો ત્રાસ ઘણો હતો. જોકે મને પહેલે દિવસે જ એ ત્રાસદાયક લાગેલું, પણ પછી તો ટેવાઈ ગયા એટલે કાંઇ જ નહિ તંબૂઓથી ઘણે દૂર બે પડદા લગભગ સાત આઠ વારને છેટે સામસામા ઊભા કરવામાં આવતા. બે પડદા વચ્ચેની જમીનમાં એક ત્રીસેક ફૂટની લાંબી, ચારેક ફૂટ ઊંડી ને ચારેક ફૂટ પહોળી ખાઇ ખોદવામાં આવતી. ખાઇની ઉપર આડાં પાટિયાં ગોઠવવામાં આવતાં. દરેક જણ બે પાટિયાં પર પગ મૂકીને બેસતો. આ પ્રમાણે સવારમાં આખી પલટણની પલટણ બેસી જતી; અને વધારામાં તો ત્યાં આખા ગામની ખબરો મળતી. સ્વામી શ્રી શ્રદ્ધાનંદના ખૂનની વાત પણ ત્યાં ચર્ચાતી મેં સાંભળી હતી. રોજ પડદા ખસેડાતા ને જૂની ખાઇ પૂરી

ભાઈ જયન્તિલાલ શાહે આલેખેલાં બે ચિત્રો.



એક કાલ્પનિક દૃશ્ય



એક કાલ્પનિક મુખાકૃતિ



દઈ નવી ખોદવામાં આવતી; એટલે ગંદકીનો તો સવાલ જ ન રહ્યો. આને તમે ત્રાસદાયક માનો કે સારું માનો, પણ અમારે તો મને કે કમને એ કર્યે જ છૂટકો હતો. જો કોઈ આઘોપાછો જાય તો તો ભોગ જ લાગ્યા. રખડતાં R.P.ની નજરે ચડી ગયો તો ફટીગ ડ્યૂટી જ ચોંટે.

પેશાબખાનાં અને વાસણ માંજવાની જગ્યા માટે પણ આવી રીતનો બંદોબસ્ત રહેતો. છસો છોકરાઓનો વસવાટ હોવા છતાં પણ ગંદકીનું તો નામ જ ન મળે.

હું જ્યારે રસોડાના ખાણાથી કંટાળતો ત્યારે દહીંવાળાનો આશ્રય લેતો હતો. જોકે હમેશાં સવારે ને સાંજે તાજું ગરમ કરેલું દૂધ તો અમે ત્યાંથી પીતા જ હતા; છતાં ખાવા ટાણે પણ કોઇકોઇ વાર દહીં ને ખાંડ મેળવી શીખંડ બનાવી લેતા ને હોંસેહોંસે ખાતા.

બપેરે ભૂખ લાગે તો ફળવાળાની દુકાને ઊપડીએ. કેળાં ને જામફળ તો અમે રોજ ખાતા અને કોઇ વાર નારંગીનો સ્વાદ પણ કરતા.

આ સઘળું તો દરેક છોકરાને નસીબે ભોગવવાનું હતું. પણ મારે નસીબે આથી કાંઇક વધુ વિટંબણાઓ લખેલી હતી. હું ગયો એના બીજે જ દિવસે અમારા સાર્જન્ટની વૉટર બૉટલ મેં ખોઇ નાખી. દરેકની ખોવાઇ ગએલી વસ્તુઓ ગાર્ડ રૂમમાંથી પાછી મળી આવતી, પણ મારી વૉટર બૉટલ તો કોઇ ગુમ જ કરી ગયું. સાંજે મેં વીલે મોઢે આ સમાચાર સાર્જન્ટને કહ્યા. પહેલાં તો તેમનો મિજાજ જરા તપી ગયો. પણ પછી ધામે રહીને રસ્તો કાઢ્યો.

'તમે તમારું બધું equipment મને આપી દો ને મારું તમે લઇ લ્યો. કોઈ પૂછે તો કહેજો કે તમારી વૉટર બૉટલ ખોવાઇ છે, મારી નહિ.'

સલાહ તો સારી હતી. પણ...એમાં સો ટકાનું જોખમ મારે

માથે જ રહ્યું. છેવટે એ સલાહનો સ્વીકાર કરવો પડ્યો. વૉટર બૉટલની કિંમત તો રૂપિયો–દોઢ રૂપિયો હશે, પણ અમને પહેલેથી જ કહેવામાં આવ્યું હતું કે કોઇ પણ વસ્તુ ખોવાશે તો દશ રૂપિયા ભરી લેવામાં આવશે. આ વિચાર આવતાં મને કંપ ચડતો.

બીજે દિવસે બપોરે બંધાને રાઇફલો સાફ કરવાની હતી. હું પણ મારી રાઇફલ લઇને સાફ કરવા બેઠો. અમને રાઇફલ સાફ કરતાં આવડે નહિ, એટલે ધારવાડના જાણીતા છોકરાઓની સલાહથી કામ કરવાનું હતું. હું પણ એક જણને પૂછીને કરતો હતો. બધું સાફ થઈ ગયું, પછી નળી સાફ કરવાની રહી. એક લાંબી દોરી એક છેડેથી નાખી તેને બીજે છેડે લૂગડાનો કટકો દોરીની ખેવડમાં નાખી ખેંચવાનો હતો. એ પ્રમાણે કરતાં મેં દરેકને જોયા. એટલે મને આપવામાં આવેલો કટકો દોરીની ખેવડમાં નાખી મેં પણ બીજે છેડેથી ખેંચવા માંડ્યું. પણ કેમે કરી દોરી ખેંચાય જ નહિ ને! મને ખબર પડી કે લૂગડાના બે કટકા કરીને એકએક કટકો વારાફરતી વાપરવાનો હતો, પણ મેં તો આખા યે લૂગડાનો એક જ વખતે ઉપયોગ કર્યો હતો! થયું. આપણા તો ભોગ લાગ્યા. હું વીલે મોઢે સાર્જન્ટ મૅજર પાસે ગયો. પણ એ બિચારો શું કરે? એણે તો નમનતાઇથી કહ્યું કે 'સાર્જન્ટ કૉકસ પાસે જાઓ. મારાથી કાંઇ નહિ થાય.' કૉકસનો મિજાજ હું જાણતો હતો. અમદાવાદમાં તો એ બહુ ઠંડો દેખાતો હતો, પણ છેવટે જાતનો તો સોલ્જર ને!

હું તેની પાસે ગયો, એટલે તે તો એકદમ ચિડાઇ ગયો: 'You rascal, what have you done?' મેં જવાબ આપ્યો 'B...ut Sir, that boy of Dharwar had told me thus...'

'Call him.'

'I do'nt know him.' મેં ધ્રૂજતાં ધ્રૂજતાં જવાબ વાળ્યો. તે

જરા થંભ્યો. પછી એકદમ ફરમાવ્યું: 'Go; you will be court-martialled to-morrow.' મારા તો રામ રમી ગયા. તે તો એકદમ ચાલ્યો ગયો.

એક તો વૉટર બૉટલની ચિંતા હતી ને આ બીજી લપ વળગી. રેગ્યુલર આર્મીમાં તો કોર્ટ-મારશ્યલનો અર્થ શૂટ થાય છે. પણ અમને એવી શિક્ષા નથી હોતી. મારી સેકશન કમાન્ડરની પટ્ટી જતી રહે અને કોઇ દિવસ ઊંચી પાયરી પર હું ફરીથી ન આવી શકું એ જ કોર્ટ-મારશ્યલનો અર્થ થતો હતો. પણ એ કાંઇ જેવીતેવી વાત ન હતી. એ તો જીવનભરનું કલંક કહેવાય.

બીજે દિવસે મેં પાટિયા પર નામ વાચ્યાં. તેમાં મારું નામ ન હતું. હું બહુ જ રાજી થયો. આ પ્રમાણે છેલ્લા દિવસ સુધી મારું નામ જોવા હું પાટિયા પાસે જતો, પણ કોઇ દિવસ મેં જોયું જ નહિ. રાઇ-ફલ તો હું બીજાની જ વાપરતો. જોકે એમાં પણ ભય તો રહેતો જ, પણ મૂર્ખાઇ જગજાહેર કરવા કરતાં ભય વહોરી લેવો એ મને વધારે ઉચિત લાગ્યું.

આ બંને ચિંતામાં હું લુબ્ધ હતો ત્યાં એક વધુ આફત આવી પડી. એ મારી સેકશન કમાન્ડરની પટ્ટીનું પરાક્રમ છે. સાડા ત્રણ વાગ્યે આવીને થાકથી કટાળી, ખમીસ પરથી બંને પટ્ટીને કાઢી, કામળા પર મૂકી હું બૂટ ઉતારવા બેઠો. એવામાં સાર્જન્ટની બૂમ પડી: 'Where's Corporal Shah?' મેં જવાબ વાળ્યો. 'બૂટ ઉતારીને આવું છું.' 'No, Come Soon.' હું ઊભો થયો. પણ પાછો વિચાર આવ્યો કે બે મિનિટ મોડા ગયા તો શું થવાનું છે? પાછો બેઠો. પણ મને ખબર ન હતી કે હું પટ્ટી ઉપર જ બેઠો હતો. બૂટ ઉતારીને હું તંબૂ બહાર નીકળ્યો. પટ્ટી તો નિકરને ચોંટી ગઇ હતી, તે તંબૂની બહાર આવતાં

પડી ગઇ. કામ કરીને હું પાછો મારા તંબૂમાં ગયો ને પટ્ટી જોવા લાગ્યો. એક જ પટ્ટી મળી, બીજી ગુમ થઈ ગઇ. મેં મારો બધો સામાન ઉથલાવ્યો; પણ હોય તો મળે ને?

હવે મારી ધીરજ ખૂટી ગઇ. હું નિરાશ થઇ ગયો. મને પ્રભુ યાદ આવ્યો. મારા મગજમાં વિચારોની પરંપરા ચાલવા લાગી. બધા મને શું કહેશે? શું હું મારી આબરૂ મૂકીને અહીંથી જઇશ? પ્રભુ! પ્રભુ! એ વિચાર કરતાં મારી આંખમાંથી બે આંસુ ખરી પડ્યાં.

પણ એ દુઃખની અવધિ હતી. ત્યાર પછી મારો કોયડો ઊકલતો ગયો. સાંજે મને મારી પટ્ટી પાછી મળી ગઇ. પટ્ટી તંબૂની બહાર પડી કે તરત જ કોઇ છોકરાએ જોએલી અને લઇને સાર્જન્ટને આપી હતી.

તે જ રાત્રે મને ખબર મળી કે 'સાર્જન્ટ મેસ' (સાર્જન્ટને ખાવાના તંબૂ)માં એક વૉટર બૉટલ પડી રહે છે. રાત્રે લગભગ બધું શાંત થઇ ગયું ત્યારે હું ધીરે રહીને તંબૂમાંથી બહાર નીકળ્યો અને ધીમે પગલે સાર્જન્ટ મેસમાં ઘૂસ્યો. એક ખૂણામાં ટેબલ ઉપર એક વૉટર-બૉટલ પડી હતી. મેં તે ઊચકી લીધી ને પાછો તંબૂમાં આવી પહોંચ્યો. એ બૉટલ મારી તો નહોતી જ; પણ ત્યાં ડહાપણ ડોળવામાં માલ નહોતો. મેં બીજે દિવસે જાહેર કર્યું કે મને મારી વૉટર બૉટલ મળી ગઈ છે. છેલ્લે દિવસે રાઇફલમાંથી દોરી પણ નીકળી ગઇ. આ પ્રમાણે ત્રણત્રણ વિટંબણાઓનો અંત આવ્યો.

દર રવિવારે અમને કૅમ્પમાંથી બહાર જવાની રજા મળતી. પણ શનિવારની રાત્રે રજા માટે ચિઠ્ઠી લખવી પડતી. દરેક તંબૂમાં ૧૦માંથી વધારેમાં વધારે ૮ જણને રજા આપતા અને બાકીના બંનેને તંબૂ સાચવવા માટે રાખતા. પહેલે રવિવારે મેં પણ ચિઠ્ઠી આપી હતી, છતાં મને રજા ન મળી. હું સાર્જન્ટ મૅજર પાસે ગયો અને તપાસ કરતાં માલૂમ

પડ્યું કે મારી ચિઠ્ઠી ખોવાઇ ગઇ હતી. ગમે તે થાય, પણ મારે પૂના તો જવું જ હતું. એટલે મેં પણ હિંમત કરીને બીજાની ચિઠ્ઠી લઇને ચાલ્યો. અમે ત્રણ જણ હતા. પહેલાં ફરગ્યૂસન કૉલેજમાં જઇને ચા પીધો. ત્યાં નાહ્યા અને પછી અહીંતહીં ફરી સાંજે ખાઇને કૅમ્પમાં આવ્યા. સીધે રસ્તે આવતાં પકડાઇ જવાનો ભો હતો, એટલે અમે નળ પાસેનો આડો માર્ગ લીધો.

બીજા રવિવારે નવ વાગ્યે કૅમ્પ ખલાસ થયો. અમારે રાત્રે આઠ વાગ્યે નીકળવાનું હોવાથી આખો દિવસ ફરવાની રજા મળેલી. પણ સાંજના ૭ વાગ્યે તો હાજર થઇ જ જવાનું. કૅમ્પમાંથી અમારી ટુકડી લગભગ બાર વાગ્યે ઊપડી. ધામેધામે મહાલતા મહાલતા અમે પૂનામાં પ્રવેશ કર્યો. પણ વખત થોડો ને વેષ ઝાઝા, એટલે અમે સાઇકલો ભાડે કરી લીધી. લગભગ ત્રણ કલાક પૂનામાં રખડ્યા. જે લેવું હતું તે લીધું, ને જોવું હતું તે જોયું. ૭ વાગ્યે અમે ફરગ્યૂસન કૉલેજમાં પહોંચ્યા. હવે અમારે કૅમ્પમાં જવું જ જોઇએ. પણ ઘણા દિવસે ભેગા થએલા મિત્રે ખાવા માટે આગ્રહ કર્યો. ના પણ પડાય તેમ નહોતું. એટલે અમે તો નસીબ પર આધાર રાખીને જમી લીધું. સંધ્યા તો વહી ગઈ હતી ને રાત્રિ આવી પહોંચી હતી. કૉલેજથી કૅમ્પ લગભગ બે માઇલ થાય. એટલે અમે તો પહાડનો ટૂંકો રસ્તો લીધો.

આજુબાજુ બધે સૂમસૂમાકાર. કાળાકાળા પહાડ ભયંકર લાગતા. કોઇકોઇ જગ્યાએ બળતો લાલચોળ દીવો એની ભયાનકતામાં વધુ ભય ઉમેરતો. અમારાં હૈયાં ભયથી ધ્રુજતાં હતાં. કોઇ આવીને મારી નાખે તો શું થાય? એવા હલકા વિચારો પણ મનમાં આવી જતા.

આખરે અથડાતા કુટાતા અમે કૅમ્પમાં આવી પહોંચ્યા. બધાનો સામાન ગાડીમાં ખડકી દીધો હતો. રહ્યા હતા ફક્ત અમે જ. અમારા

પર તો બધા વરુની માફક તૂટી પડ્યા. પણ અમે તો એક જ જવાબ આપતા: 'શું કરીએ, ભૂલા પડ્યા હતા.'

સમય થોડો હતો એટલે વાત એટલેથી જ અટકી. મને તથા બીજા એક જણને સામાનનાં ગાડાં સોંપી અમને મદદ કરવા ચારચાર માણસો આપી રવાના કર્યા. અમારી પાસે એક ફાનસ પણ હતું. કૅમ્પથી સ્ટેશન સુધી ચાર માઇલની સીધી સડક હતી, એટલે બહુ આપદા તો ન પડત. પણ સામાન ગોઠવનારે જરાપણ ધ્યાન આપેલું નહિ અને નાનાં નાનાં ગાડાંમાં જેટલો ભરાય તેટલો સામાન લાદેલો; એટલે એક પોટલું સમું કરીએ તો બીજું ખસી પડે. આ પ્રમાણે અરધો માઇલ ચાલ્યા હોઇશું ત્યાં તો બધા કૂચ કરતા કરતા આવી પહોંચ્યા ને અમને વટાવીને ચાલ્યા ગયા.

ગાડાં ધીમેધીમે ચાલતાં હતાં, પણ સામાન વધુ ને વધુ ઢીલો થતો હતો. આખરે એકએક દાગીનો પડવા માંડ્યો. એક મૂકતાં બીજો પડી જ જાય. આથી અમે કંટાળી ગયા. વળી ગાડાં ઊભાં રાખી સામાન ફરીથી ગોઠવ્યો. પણ પાછળ ભાર વધી પડવાથી બળદિયા ચાલી શકતા નહિ. એક વખત તો બળદના આગળના પગ પણ ઊંચા થઈ ગયા! પાછો મહા પરાણે સામાન બરાબર ગોઠવ્યો. આવી રીતે ત્રાસ ભોગવતા અમે અઢી કલાકે સ્ટેશને પહોંચ્યા. ગાડીને હજુ પા કલાકની વાર હતી, એટલે અમારી મહેનત આખરે સફળ થઇ.

આટલી આટલી વિટંબણાઓ ભોગવ્યા છતાં મને તો કૅમ્પની જિંદગી ઘણી જ ગમી હતી. પંદર દિવસમાં તો શરીર લોખંડ જેવું મજબૂત થઇ જાય. વળી ત્યાં કઠોર જીવન ભોગવ્યું હોય તો જ સુંવાળી જિંદગી-ની મિઠાશ પણ સમજી શકાય. ગૂજરાતનું ભાવિ તેના યુવકોના હાથમાં છે એ વાત જે સાચી માનતો હોય તે દરેક યુવકની ફરજ છે કે તેણે આ જીવનનો અનુભવ કરવો.

# મીઠાચોરીને રાજમાર્ગે

[રોજનીશીનાં થોડાં પાનાં]

ઓગાણ તા. ૬-૫-૩૦

વીરમગામ જવા માટે તારીખ બીજીએ સવારે પોણા આઠની ગાડીમાં નીકળ્યા. સાડા દશ વાગ્યે વીરમગામ આવ્યા. આખો દિવસ આરામ લીધો. સાંજે સાત વાગ્યે ચાલતા વણી થઇને સાચલી-રોડ ગયા. ત્યાંથી સવારે ચાર વાગ્યે અરધા મણની મીઠાની કોથળી લઈ નીકળ્યા. લાઈનદોરી બરાબર સૂર્યોદય વખતે આવી. વીરમગામ સાડા સાત વાગ્યે આવી પહોંચ્યા. આખો દિવસ આરામ લીધો. સાંજે ગાડીમાં લીલાપુર આવ્યા. ત્યાંથી સાણંદ તરફનો રસ્તો જોવા જવાનું હતું, પણ મીઠાની કોથળીઓ લઈ જનાર ઓછા હોવાથી કોથળી લઇ વીરમગામ જવું પડ્યું.

પછી તે દિવસે આરામ કર્યો. તા. ૫મીના રોજે બે વાગ્યાની ગાડીએ લીલાપુર ગયા. ત્યાથી ઢાંપી ગયા. ઢાંપીથી પાંચ વાગ્યે ચાલતા ઓગાણ આવવા નીકળ્યા. પહેલું સારદ આવ્યું; પછી ગાંગડ આવ્યું ત્યાં સૂર્યાસ્ત થઇ ગયો. છતાં હિંમત કરી અમે વંથલ આવવા નીકળ્યા. જમીન તદ્દન ખારી અને ઝાડ તો દેખાય પણ નહિ. જ્યાં હોય ત્યાં પીલુ ને થોર. ચીલા પણ દેખાતા નહિ. અમે ભૂલા પડ્યા. છેવટે જંગલમાં જ સૂતા. સવારે જરા દૂર એક ગાડું દેખ્યું. તેને પૂછી જોતાં માલૂમ પડ્યું કે એ જ રસ્તો છે. રસ્તો સુંદર હતો. હરણિયાં દોડતાં હતાં. સૂર્ય પણ ધીમેધીમે ઊગતો હતો. અમે આગળ ચાલ્યા. કેમે કર્યો રસ્તો ખૂટે નહિ.

આખરે વંથલ આવ્યા. એક દુકાનદાર વાણિયાએ દૂધ આપ્યું, રોટલા ખવરાવ્યા. જરા આરામ લઇ આગળ ચાલ્યા. લાઇનદોરી કાપી. ખાખરાનું એક જબરદસ્ત ઝૂંડ આવ્યું. અમે આગળ ચાલ્યા. ત્યાંથી જાલમ-પુર થઇને વાસવા ગયા. વાસવા સાત સો આઠ સો ઘરની વસ્તીનું ગામ છે. ત્યાંથી ઓગાણનો રસ્તો બહુ જ કપરો લાગ્યો. તાપ પડતો હતો. રસ્તામાં કૂવા તો મળે જ નહિ ને અધૂરામાં પૂરું ઝાડ પણ પીલુ સિવાય ભાગ્યે જ દેખાય. અમે ચીલો ચૂકયા. જરા આડે રસ્તે ગયા, અને રસ્તામાં માધવપુર ગામમાં આવ્યા. એ ગામથી ઓગાણ એક ગાઉ દૂર છે. અમે ધાર્યું કે ઓગાણ આવ્યું; પણ પૂછતાં ખબર પડી કે એ તો ભૂલ થઇ ગઇ છે. વળી અમે આગળ ચાલ્યા. છેવટે થાકયાપાકયા એક વાગ્યે ઓગાણ આવી પહોંચ્યા અને રોટલા, છાશ ને શાક ઝાપટ્યાં.

એક વાગ્યો હતો તેથી જરા આરામ લેવા પડ્યા. પણ તાપમાં ઊંઘ શે આવે? સાડા ચાર વાગ્યા એટલે જખવાડા જવા નીકળ્યા. ચાર માઇલ ચાલ્યા, અને બરાબર ગાડીના વખતે સ્ટેશને આવી પહોંચ્યા. ગાડીમાં બેસીને વીરમગામ આવ્યા. આખી રાત ઊંઘ્યા. સવારે પણ ખાસ કામ ન હતું.

તા. ૭-૫-૩૦

શ્રી છગનલાલ જોશીને અમારો Plan (યોજના) બતાવ્યો. બપોરે છાવણીની જગ્યા બદલાઈ. બીજી જગ્યાએ જવાનું થયું. તાપમાં તો ગભરાઇ જવાય છે. પરસેવાના તો રેલંરેલા ઊતરે છે. આખો દિવસ આરામ લીધો ન લીધો ને સાંજે મીઠાની કોથળીઓ લઇ ઓગાણ ચાલતા જવાનું થયું. ગઇ કાલના જઇ આવેલા ખૂબ બૂમો પાડતા હતા. એક જણને તાવ આવ્યો હતો; એક જણને મરડો થઇ ગયો

હતો. લગભગ અરધા ઉપર જવાને કરાજી હતા. પણ આખરે દશબાર જણ સિવાય બીજાને જવાનું નક્કી થયું. છતાં ગે થોડા છાનામાના ગચ્છન્તિ કરી ગયા હતા.

રોળીકોળી વખતે ગુપચુપ વીરમગામમાંથી બહાર નીકળ્યા. અજવાળું ઝાંખુંઝાંખું હતું, મોં પણ સ્પષ્ટ જણાતાં નહિ; માત્ર સ્વચ્છ સફેદ કપડાં જણાતાં હતાં. દરેક જણે પોતાની કોથળી બરાબર બાંધી લીધી હતી. ખૂબ કસીકસીને મેં પણ મારી કોથળી બરડા પર બાંધી હતી. બધા ચૂપચાપ ચાલતા હતા. પોલિસનો ભય હતો. એને થાપ આપવાની વૃત્તિ હતી. બે માઇલ–ત્રણ માઇલ ચાલ્યા. એક સુંદર તળાવ આવ્યું. બધાએ પાણી પીધું. વળી કૂચ કરી. રસ્તામાં રાયણ, લીમડા અને બાવળિયા આવતા હતા. હાંસલપુર ગામ આવ્યું. અમે તો સીધે ચીલે ચાલતા હતા. આ ગામ પછી રેતાળ રસ્તો શરૂ થાય છે અને શૂળોનું તો પૂછવું જ નહિ. જ્યાં જુઓ ત્યાં બાવળ અને ઝાંખરાં. અમે તો બની શકે ત્યાં ખેતરની કેડીનો માર્ગ લેતા. થોડે દૂર જતાં બાજુએ એક પરબ આવી. રાત હતી એટલે માણસ તો નહોતાં, પણ માટલાં સ્વચ્છ પાણીથી ભરેલાં હતાં. બધાએ પાણી પીધું અને આગળ ચાલ્યા. પાંચ માઇલને અંતરે કડથલ ગામ આવ્યું. લોકો તો ખૂબ ઉત્સાહી છે. 'ગાંધીના માણસો'ને જોવા ગામનાં આબાલવૃદ્ધો (સ્ત્રીઓ પણ) દોડી આવતાં. અમે જરા આરામ લઇ પાણી પી આગળ ચાલ્યા. આ ગામ લખતર તાબે છે, પણ લોકોનો ભાવ અમને ભીંજવે એવો દીઠો.

આ પછીનો રસ્તો સારો છે, પણ ઘણો લાંબો છે. છ માઇલ સુધી ચાલ ચાલ કર્યું ત્યારે આખરે ઝાડીમાંથી એકાએક ઓગાણ આવી પહોંચ્યું. અમારે માટે દૂધ અને રોટલાની સવડ કરી રાખી હતી. બધા આનંદથી જમ્યા અને પછી પરબડી પર લોટી પડ્યા.

તા. ૮-૫-૩૦

સવારે સાડા સાત વાગ્યે જખવાડા સ્ટેશને ચાલીને ગયા. સ્ટેશન ચારપાંચ માઇલ છે. ત્યાંથી ટ્રેનમાં વીરમગામ આવ્યા.

તા. આઠમીના રોજ આખો યે દિવસ આરામ લીધો. સાંજે હું અમદાવાદ જવાની રજા લઇને નીકળ્યો તે વખતે સ્ટેશન પર મારી જ ટુકડીના સૈનિકો કૉર્ડન કરીને ઊભા હતા. સિપાઇઓ ખૂબ ગુસ્સામાં હતા. મારો વિચાર પણ અંદર દાખલ થવાનો થઈ ગયો. પણ મારી પાસે અરધો મણ મીઠાની કોથળી હતી. નછૂટકે હું અમદાવાદ ગયો. વીરમગામમાં રાત્રે સાડા દશ વાગ્યે ખૂબ તોફાન થયું. સ્વયંસેવકોને માર પડ્યો. હું એ લહાવો લેવામાં રહી ગયો. રાત્રે ઘેર ગયો. સાસરે ગયો. ત્યાં સૂતો. સવારે પ્રીતમનગર ગયો. ત્યાંથી સુરેન્દ્ર, રમણ વગેરેને ઘેર ગયો. બપોરે સુભદ્રાબેનને ત્યાં ગયો. એ પાસ થયાં. ખૂબ આનંદમાં હતાં. મેં ત્યાં ખાધું. ત્યાર બાદ બાપાને ઘેર ગયો. ત્યાંથી ઘેર ગયો. સાંજની ગાડીમાં વીરમગામ આવ્યો.

તરત જ કોથળી લઇને ઓગાણ જવા ઊપડ્યા. પોલિસનો ભય ઘણો હતો. છતાં કાંઈ જ થયું નહિ. ચૌદ માઇલ ચાલ્યા. ઓગાણ આવ્યું. તા. દશમીના રોજ સવારમાં ફરીથી ચાલવું શરૂ કર્યું. દશ વાગ્યે ચૌદ માઇલ કાપી વીરમગામ આવ્યા. આજે એક સો પચ્ચીસ માઇલ પૂરા થયા. આજ તો થાક પણ લાગ્યો હતો. નાહીધોઇને ખાધું. આજે તો આરામ કરવાનો છે.

બપોરે અમદાવાદથી બહેન...નો પત્ર આવ્યો, જેમાં મને ત્યાં બોલાવ્યો હતો. ભાઇ...ને નાશિક મળવા માટે ભાભી સાથે કોઈ પણ જાય એમ નથી એટલે મને તેમની સાથે જવા બાબતનો પત્ર હતો. 'જરૂર આવજો' એવા શબ્દો હતા. મેં કૃષ્ણલાલની રજા માગી.

પણ તેમણે 'ના' પાડી. હું ચિડાયો. વળી ફરીથી રજા માગી. પણ 'ના' પાડી. હું ખૂબ બબડ્યો. અમદાવાદ ચાલ્યા જવું એવો વિચાર આવ્યો. પણ અંતરાત્માએ 'ના' પાડી. ખૂબ યુદ્ધ થયું. સ્ટેશન પર ગયો હતો. ગાડી ઊપડી પણ હું ન ગયો. મેં તાર ઑફિસમાં જઈ તાર કર્યો, 'Extremely sorry. Cannot come.' ઉતારે આવ્યો. રાત્રે સભામાં ગયો. ત્યાં 'કંકુ ધોળજોજી' ગાયું. લોકોએ શાંતિથી સાંભળ્યું. પછી ઉતારે આવી સૂઇ ગયો. મગજ સ્થિર ન હતું—ખળભળાટ થઇ ગયો હતો.

તા. ૧૧-૫-૩૦

સવારે વહેલો નાહી આવ્યો. એક જણ અમદાવાદ જાય છે તેની સાથે ભાઈ...ને ઘેર કાગળ મોકલ્યો.—

[અહીંથી વૃત્તાન્ત અપૂર્ણ જ રહી જાય છે. આગળ નોંધ કરવાનો સમય ગયો હશે નહિ, અથવા નોંધ કરવાની જરૂર જ નહિ રહી હોય.]

# પત્રાવલિ

૧

અમદાવાદ: ૧૯-૫-૨૭

ભાઈ બાલ . . .

ઊડતો હતો
આકાશના ઘેરઘુમ્મટમાં
પૃથ્વીના પટ પર,
પાતાળનાં ગહન ઊંડાણોમાં;
પણ—
નથી સાથી કે નથી સંગી.

નજરે ઝાંખ પડે છે,
શ્રવણો બધિર બને છે,
મુખ મૂક બને છે.

કાયા કંપે છે,
હાથ-પાય થરથરે છે,
ચેતન ઓસરી જાય છે.

ચોદશ અંધકારનાં કાજળ ઊડે છે,
ચેતનદોરી દીસતી નથી.
શું કરું? શું કરું?

એવે એક તેજધાર ફૂટી
ને તેજનાં તારામંડળ ઊડ્યાં.

જાણે બ્રહ્માંડમાં તેજવેલ ઊગી, ને
પાંદડેપાંદડે દીવા પ્રગટયા!

તેજમાં એક મુખડું હતું;
જાણે રવિતેજમાં સવિતાદેવ.

મુખકમળની સહસ્ર પાંદડી પ્રસારતો
હાસ્યે હાસ્યે સ્નેહ-અમી વર્ષતો
આજે આવ્યો, કાલે આવ્યો;
ને ઊડયો;...ઊડયો તે
હમેશને માટે—
એવો એ કોણ?

ભાઇ,
પૂછને તારા દિલને,
પ્રાર્થને તારા આત્મારામને.

ને નથી ગર્જતો પડઘો,
કે એ તો તું જ, તું જ?

પળે પળે ને ઘડીએ ઘડીએ,
ભૂત, વર્તમાન ને ભવિષ્યમાં,
સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં,
નથી એવું સ્થાન કે સ્થળ,
કર્મ કે મર્મ,
જ્યાં યાદ ન આવે,
મારો માડીજાયો વીર બાલચંદ્ર.

ગયા અંકની અ.. એ તપાસેલી પ્રૂફ વાંચીને મારું અંતઃકરણ ફફડી ગયું. મને રડું રડું થઇ ગયું. લગભગ ૫૦માંથી એણે ૫-૬ ભૂલો કાઢેલી. એનામાં વિરામચિહ્નો કે જોડણીની સાધારણ ભૂલો સમજવાની પણ શક્તિ નથી. શું આમ માસિકના તંત્રી થવાતું હશે.

'જ્યોતિ'ના ગયા અંકમાં મારું કાવ્ય 'પ્રવાસીની પ્રાર્થના' છપાયું છે. આ સાથે મોકલ્યું છે.

હમણાં તો થીઓસોફીમાં અનહદ રસ લઉં છું. અઠવાડિયામાં ચાર દિવસ તો યૂથ લૉજમાં જ સાંજે હોઉં. નાઇટ ક્લાસ કાઢ્યો છે તેમાં ત્રણ જણ કામ કરીએ છીએ. એક B.A. failed છે. બીજા B.Sc., B.T. છે ને ત્રીજો હું છું. મને પ્રિન્સિપાલ તરીકે નીમ્યો છે.

બીજા એકબે નવા મિત્રો કર્યા છે. એમના લાધે કોઇ વાર સર રમણભાઇને ઘેર જવાનો પ્રસંગ આવશે ખરો.

વાંચવાનું તો કાંઇ જ ખાસ ચાલતું નથી. હમણાં તો 'સાહિત્ય'ના જૂના લગભગ ૨૫ અંકો અને 'કંકાવટી' તથા બીજી બેત્રણ ચોપડીઓ વાંચી. 'કંકાવટી'ની પ્રસ્તાવના વાચવા જેવી છે; ભૂલતો નહિ.

કૉલેજને તો હવે એક જ મહિનો રહ્યો. ઊઘડશે એટલે તો પછી નિયમસર વાંચવાનો જ નિયમ કરવો છે. ગમે તેમ થાય પણ એડવૉકેટ થવું છે એ તો સિદ્ધ જ.

એક શિખામણ આપું. મારા કાગળો ફાડી નાખતો નહિ—કે બાળી નાખતો નહિ. એ તો મારું જીવન છે, હોં—

પત્રની વાટ જોતો, તારો સ્નેહાધીન

**જયંત**

૨

દેવજી સરૈયાની પોળ: અમદાવાદ
તા. ૨૦-૯-૨૭

ભાઈ બાલ . . .

કાગળ મળ્યો ત્યારથી જ જવાબ લખવાનું મન થતું હતું, પણ આ છેલ્લા આઠદશ દિવસ ઘણા જ ગંભીર અને દુઃખદ ગયા છે, એટલે એમાં કાગળ લખવાનું સૂજ્યું જ નહિ.

થીઓસોફીમાં મને બહુ જ આનંદ આવે છે. બાલુ! થીઓસોફી એકવાર સમજ્યા એટલે જ તેની વાસ્તવિકતા અને સત્ય નજરે ચડે છે. અને સત્ય જડે એટલે જૂઠની પરવા કોણ કરે? Beauty, Cleanliness, Purity એ તો એના જાણે મૂળ સિદ્ધાંતો જ. અને આ ઉપરની છાપમાં જરા જોઇ લેજે. એ થીઓસોફીનો અંતરાત્મા છે. God through Beauty એ જ થીઓસોફીનો સિદ્ધાંત. દેહદમન અને ઇંદ્રિયોને દુઃખ, એ બધાથી આ તદ્દન નિરાળું જ છે. તું એકાદ વાર અહીંઆં લૉજમાં આવે તો તને તેના વાતાવરણ માટે માન અને પ્રેમ થયા વિના રહે જ નહિ.

મેં હમણાં જ 'ગૂજરાતનો નાથ' વાંચ્યો. ખરેખર મને તો ગમ્યો. ક.મા. ઉપર જે આક્ષેપો મૂકવામાં આવ્યા છે એ ઘણે અંશે મને ખોટા લાગ્યા. ફક્ત એક જ વાત ખૂંચે છે કે મીનળને મુંજાલના પ્રેમમાં નાખી જ કેમ? જોકે તેઓ પવિત્ર રહે છે ખરાં, પણ મીનળ જેવી સતીને અમાત્યના પ્રેમમાં નાખીને જ ભૂલ કરી છે. એ સિવાય પુસ્તક અજોડ છે. એના એકએક પાત્રમાં મને જીવ લાગ્યો. દરેકમાંથી કાંઇ લેવાનો મારો નિશ્ચય છે.

બીજું કાંઈ ખાસ નથી. જયન્ત

૩

અમદાવાદ: ૬-૭-૨૭

ભાઈ બાલ...

થીઓસોફીમાં દાખલ થવાથી મારો આધ્યાત્મિક વિકાસ ઘણો જ થયો છે એ હું સ્પષ્ટપણે જોઇ શકું છું. મને શારીરિક સુખો કરતાં આધ્યાત્મિક સુખમાં જે આનંદ સમાયો છે તે સમજવાની શક્તિ પ્રાપ્ત થઇ છે. જોકે તે માણવાનો પ્રયત્ન ચાલુ છે, છતાં શારીરિક બંધનો તૂટતાં—છૂટતાં નથી. મેં તો,

'Who panting yet struggles to be free
Who failing yet works patiently
He truly prays.'

એ બિસાન્ટના સુવર્ણાક્ષરો ગોખી રાખ્યા છે.

I am heartily well content that all shame and disgrace should fall on my face, if it is for the truth. It was when I began to love God, that I got the disfavour of men.—Hans Denck.

Keep true to the dreams of thy youth.—Schiller.

There is no truer truth obtainable by men, than comes of music.—Browning.

Our grand business undoubtedly is, not to see what lies dimly at a distance, but to do what lies clearly at hand.

No nobler feeling than this of admiration for one higher than himself dwells in the breast of men.—Carlyle.

God brings man into deep waters not to drown him, but to purify him.—Aughey.

Nothing is final between friends.

આ ઉપરનાં ટાંચણો 'Thoughts of the Great' નામના G. S. Arundaleના પુસ્તકમાંથી લીધાં છે. આ તો પહેલાં દશેક પાનાંમાંથી જ ઉતાર્યાં છે, પણ લગભગ આખું યે પુસ્તક સુંદર અવતરણોથી ભરપૂર છે. મહાન પુરુષોના વિચારો જ ઉતારી લીધા છે અને પુસ્તકના આકારમાં છપાવ્યા છે. હું આ વાંચું છું. મંગાવવાનો પણ વિચાર છે.

તેં '"મેઘદૂત"નું ભાષાંતર અને "કેકારવ" વિષે હવે પછી લખીશ' એમ કહેલું તે કયારે લખાશે? 'બુઝાતો દીપક', 'વીરની વાતો', 'મોગલ મહેલની પ્રેમકથાઓ' વિષે પણ કાંઇક લખજે.

'શાકુન્તલ' વિશેના તારા વિચારોમાં અને મારા વિચારોમાં ભેદ તો નહિ, કિંતુ જરા સ્પષ્ટીકરણ કરવા જેવું તો ખરું જ. તેં મૂળ પુસ્તક વાંચ્યું નથી. મેં વાંચ્યું છે—આછી ઝાંખી કરી છે. તેં જે શ્લોકો ટાંકયા છે તેના મૂળ શ્લોકોની તપાસ કદી કરી હતી?

વળી કવિશ્રી નાનાલાલની અપદ્યાગદ્ય શૈલીનો તો આમાં સમૂળો ગોટાળો થયો છે. રાજા માછીને વીંટી ચોરવા માટે જ્યારે આરોપે છે ત્યારે માછી જવાબ આપે છે: 'નથી, એવું હું કરવાવાળો.' શું આ તે કાંઇ ભાષાંતરના ઢંગ છે?

તને જરા મારા લખવામાં કડવાશ લાગી હશે, પણ મને કવિ નાનાલાલ તારા જેટલા જ પ્રિય છે. છતાં તુલના કરવા બેઠા એટલે તો પછી સારું ખોટું બધું જ જોવું ને?

મેં પણ હમણાં બે ચોપડીઓ વાંચી: 'ગૂજરાતનો નાથ' (તેના માટે તને લખી જણાવ્યું છે.) અને 'Vendetta.'

'Vendetta'નો અર્થ Vengence થાય છે. Marie Corelliનું આ એક સુંદર નૉવેલ છે. ભૂલથી જીવતો દટાએલો માણસ પાછો

નીકળીને પોતાની સુંદર સ્ત્રીના પાશમાં લપાવા માટે કેટલો ઉત્સુક હોય છે. અને તેને પોતાની બેવફા સ્ત્રી તથા મિત્રે દીધેલો દગો કેટલો ભયંકર લાગે છે એ એટલું સુંદર ચીતર્યું છે કે હું તો તેનાં વખાણ જ કર્યાં કરું. માણસના મગજમાં 'વેર'નો અગ્નિ પ્રજ્વલે છે અને એટલી સફાઇથી વેર લે છે કે વાત જ ન પૂછવી. પોતે પોતાનો વેશ બદલીને પાછો એ જ ગામમાં આવી પોતાની જ સ્ત્રી સાથે પરણે છે અને પોતાની જ કબરમાં—

તું સમજી શકે છે.

ચોપડી વાંચવા લીધી એટલે મૂકવી જ ન ગમે. ત્રણ દિવસમાં ૪૦૦ પાનાં વાંચી નાખ્યાં.

હમણાં તો કૉલેજમાં બરાબર અભ્યાસ શરૂ થયો છે. હજુ વાંચવાનું બરાબર ચાલુ થયું નથી—જોકે સાવ નવરો તો નથી જ બેસી રહેતો.

Outer activitiesને લીધે સમય નથી મળતો. યૂ.ટી.સી.ની ડખલ જબરી છે. થીઓસોફીમાં પણ રસ લીધા વિના ચાલતું નથી.

હમણાં તો રામરામ. વળી બીજી વાર મળીશું.

તારો જાણીતો ને માનીતો **જયન્ત**

**૪**

અમદાવાદ ૮-૮-૨૭
રાતના ૧૦।।

પ્રિય ભાઈ બાલ . . .

આજરોજ તારો ફર્ફીનો પત્ર મળ્યો. સવારના સાત વાગ્યે કૉલેજમાં ગયો હોવાથી સાંજે સાત વાગ્યે ઘેર આવ્યો ત્યારે જ તારો પત્ર મારા હાથમાં આવ્યો. હમણાંથી મારું જીવન એટલું બધું પ્રવૃત્તિમય ચાલે

છે કે નવરાશ તો લેશમાત્ર મળતી જ નથી. આખો દિવસ કામ કામ ને કામ.

તું લખે છે કે મારો ૨૯મી પછી તને એક પણ કાગળ મળ્યો નથા—અને તે પહેલાં પણ મળ્યો નથી તે કદાચ સાચું હશે, પણ મારો છેલ્લો કાગળ 'શકુન્તલાનું સંભારણું' વિષે ચર્ચા માટે જ યોજાયો હતો અને તે કદાચ તને મળ્યો હશે. તે પછી મેં તને એક પણ કાગળ લખ્યો નથી. છેલ્લા આઠદશ દિવસથી તો લખવું પણ અશકય જ હતું, કારણકે પોસ્ટ જ બંધ હતી.

મારો છેલ્લો કાગળ વાંચી તને કવિશ્રી નાનાલાલની 'શકુન્તલા'નો સારો ખ્યાલ આવ્યો હશે. તને જે મુશ્કેલી લાગતી હતી તે પણ મારાથી બનતા પ્રયાસે સમજાવવાનો પ્રયત્ન મેં કર્યો છે; અને સાથેસાથે મારો મત પણ પ્રદર્શિત કર્યો છે.

તેં શ્રી ઝાલાભાઇનું 'મેઘદૂત' વાંચ્યું છે, તેના પર થોડુંઘણું વિવેચન પણ કર્યું છે; પરંતુ તે ફરીથી વિવેચનના રૂપમાં જ—ટીકા રૂપે મને લખજે. ત્યાર બાદ હું મારા પોતાના વિચારો જણાવીશ. મેં હમણાં જ શ્રી ઝાલા-ભાઇનું 'મેઘદૂત' ઇદુ . . . પાસેથી વાંચ્યું. સારું લાગ્યું તેટલું ઉતારી પણ લીધું છે, એટલે વિવેચન કરતાં ઘણી જ સગવડ પડશે. યાદ રાખજે કે તારું discrimination—તુલનાશક્તિ—Judgment સાચું જ અને વિવેક-વિચાર ભર્યું જ હોવું જોઇએ. કવિવર કાલિદાસની ભૂલો પણ જોવા ચૂકવી નહિ. આપણે તો આપણો સ્વતંત્ર જ મત દર્શાવવો.

'મેઘદૂત'નું શ્રી નાનાલાલનું ભાષાંતર હું વાંચવાનો છું. ત્યાર બાદ બંનેની તુલના પણ સારી થઇ શકશે. તેં તો વાંચ્યું છે, એટલે તું તેના વિષે લખવા પણ ચૂકતો નહિ.

તેં 'Rubayat of Omar Khhayam' અંગ્રેજીમાં વાંચી કે

ગૂજરાતીમાં ? જો અંગ્રેજીમાં વાંચી હોય તો—અથવા ગૂજરાતીમાં વાંચી હોય તો પણ—તને કઇકઇ કડીઓ સારી લાગી તે જરા ટાંપી મોકલજે. (નંબર જ)

આ સિવાયની બીજી ચોપડીઓ માટે ચર્ચામાં ઊતરવું મને ઠીક લાગતું નથી. મેં હમણાં 'Strength and How to Obtain it' by Sandow, 'At the Feet of the Master' by J. Krishnamurti અને 'મેઘદૂત' એટલી ચોપડીઓ વાંચી.

પહેલા પુસ્તકમાંથી મને કંઇ વિશેષ જાણવાનું ન મળ્યું. જે જે એમાં આપેલું છે તે બધું જ—લગભગ હું જાણતો હતો. છતાં સૅંડોનું જીવન-વૃત્તાંત વાંચવામાં જરા આનંદ પડ્યો. તેમાં યે ખાસ તેની અને સિંહની કુસ્તીવાળું પ્રકરણ તો બહુ જ મજાનું.

બીજું પુસ્તક કાંઇ પણ પ્રસ્તાવના કે વિવરણ માગતું જ નથી. ફક્ત તારે તે વાંચવું અને વિચારવું. અદ્વિતીય પુસ્તક છે.

'મેઘદૂત' માટે આગળ ઉપર.

આ સિવાય 'Natural Child birth and painless Child' અને 'The Determination of Sex' નામની મેડિકલ ચોપડીઓ વાંચી. તેમાં 'The Determination of Sex' માટે બહુ જ curious –વિચિત્ર કારણો આપ્યાં છે. નવીન વસ્તુ મેં ટૂંકામાં ઉતારી લીધું છે.

છેલ્લા ચાર દિવસથી વૉલન્ટીઅર તરીકે 'રીલીફ ફંડ'માં હું કામ કરું છું. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં અમદાવાદમાંથી ઉઘરાવેલાં કપડાં અને દાણા ભેગાં થાય છે. કામ લગભગ પતી જવા આવ્યું છે. આમાં સ્ત્રીઓ બે થી ચાર અને પુરુષો—યુવાનો ચાર થી છ કામ કરે છે. પણ કાંઇ જ નિયમ રહેતો નથી. હું ત્રણ વાગ્યે જઇને સાત વાગ્યે ઘેર આવું છું.

બીજું મેં ગૂજરાત કૉલેજ તરફથી ભજવાનાર ડ્રામામાં ભાગ લીધો છે. તે પણ ધમધોકાર ચાલે છે. અઠવાડિયા પછી ભજવાશે. સારો થશે તો મુંબાઇ પણ આવીને ભજવીશું. બધા પૈસા રીલીફ ફંડમાં જવાના છે.

યૂ. ટી. સી.નો ત્રાસ ઘણો જ લાગે છે. સોમ તથા બુધવારે સવારમાં સાડા સાત વાગ્યે અને મંગળ તથા ગુરુવારે સાંજે સાડા પાંચ વાગ્યે કૉલેજમાં પૅરેડ માટે જવું પડે છે. સવારમાં તો non-commissioned officer છું તેથી જ જવાનું છે; એટલે એ તો હાથે જ વહોરી લીધેલી પીડા કહેવાય ને? વળી આ વર્ષે મારી ગ્રેડ વધી છે. Bombay Battalion University Training Corpsની 13th Platoonના right marker તરીકે અને Lance Corporalમાંથી Corporal તરીકે ગ્રેડ ચડી છે. છતાં મને આ બધું નીરસ લાગે છે—ત્રાસ લાગે છે. પૅરેડના વખતમાં આપણે છૂટા જ નહિ. ગમે તે કારણ હોય. આવી ગુલામગીરી! જોકે એમાં શૂટિંગ ઇત્યાદિ જાણવાનું મળશે. પણ તેથી શું? આ ગુલામગીરી, નીરસ જીવન અને ત્રાસથી હું કંટાળ્યો છું. છતાં જ્યારે એ છોડાય તેમ નથી જ ત્યારે તો હવે તેમાં ઝંપલાવ્યું તે ઝંપલાવી જ જાણવું છે. બી.એ. થતા સુધીમાં સાર્જન્ટ કે સાર્જન્ટ મેજર બનવાની તક મળશે ખરી. હમણાંથી મારા વિચારોએ બહુ જ પલટો ખાધો છે. —એટલેકે મારા dormant-અંતરંગ વિચારોએ સ્વરૂપ પકડ્યું છે. મારા વિચારો તરફ ધસારાબંધ કામ કરું છું.

ઘરની—જગતની પરવા જ નથી કરતો. બોલે તેને બોલવા દઇને 'એવા રે અમો એવા રે એવા, તમો કહો છો વળી તેવા રે' એ જ નિયમ રાખ્યો છે. No-answer Policy રાખી છે. સાંભળી લેવું, બોલવું જ નહિ. તમ બકતે હય હમ સૂનતે હય—એવું જ રાખ્યું છે.

કાંઇ નવું ચીતર્યું કે લખ્યું નથી. નવરાશ જ ક્યાં છે? સીમલામાં

અને ઇંગ્લાંડમાં મને બે મિત્રો મળ્યા છે. તેની સાથે પત્રવ્યવહાર ચાલુ કરવાનો છું. વધુ હવે પછી. એજ.

**જયન્તના પ્રણામ**

**૫**

અમદાવાદ: ૧૩–૮–૨૭

ભાઇ,

તારો પત્ર મળ્યો. વાંચીને તરત જ જવાબ લખવા બેઠો છું. કલાપીના પત્રોએ તારા પર અનહદ અસર કરી લાગે છે. ટૂંકામાં જ હૃદયતંતુઓને ઝણઝણાવી દે એવો પત્ર લખવો એ ગુણ તારામાં સંપૂર્ણ-પણે વ્યાપી ગયો છે.

મેં હજુ સુધી આવો દર્દભર્યો કાગળ તારી તરફથી આવશે એવી આશા જ નહિ રાખેલી—અને એવી આશા કોણ રાખે?

કાગળ વાંચીને હું ઘણો જ ગંભીર અને શોકમય થઇ ગયો છું. તું ક્યારથી આવો નિરાશાવાદી થઇ ગયો છું એ પણ મને ખબર નથી. તારા કોઇ પણ કાગળમાં આ વિષયનો ધ્વનિ માત્ર પણ નથી, અને તું એકાએક આવો છેક બદલાઇ ગયો! તેં લખ્યું છે તે સાચે જ ખરું છે? કે પછી ઘડીભરનો ઊભરો છે? હું ઇચ્છું છું કે એ બીજી વસ્તુ જ હોય.

રોદણાં રડવાં એને હું પાપ સમજું છું. છતાં મારે આજ મારી કૌટુંબિક વિટંબણાઓ વર્ણવવી જ પડે છે. મને ખાતરી છે કે તને મારા પર દયા આવશે—તને તારા ભવિષ્યમાં તારા આદર્શો પાર પાડવામાં મદદરૂપ થશે. 'Come what may—પણ હું તો મારા આદર્શો પ્રમાણે જ ચાલવાનો' એવો સિદ્ધાંત તું નથી પાળી શકે તેમ? મારી

વિટંબણાઓ તારા જેટલી જ છે—જોકે તારા જેવી તો નથી જ. પ્રભુનો પાડ માન કે તેણે તને જોઇએ તેવી જનની દીધી છે—જોઇએ તેવી બહેનાં દીધી છે. વહાલા ભાઈ! તું મારાં...ને નથી જાણતો; —ક્યાંથી જાણે? ભલે મારા પર એમને પ્રેમ હશે; પણ મારા કહ્યા પ્રમાણે એ કદી નહિ જ કરવાનાં. એ મારા...ના વિચારના વહેણમાં તણાઇ ગયાં છે. મારું એક પણ કૃત્ય એમને ગમતું નથી. હું ગાઉં, ભાષણ સાંભળવા જાઉં, લૉજ (થીઓસોફિકલ)માં જાઉં, કસરત કરું —એમાંનું કાંઇ પણ એમને ગમતું નથી. મારા ભાઇબંધો મારે ઘેર આવે તે પણ એમને નાપસંદ છે. હું કોઇ મિત્રને ઘેર જાઉં એ પણ એમનાથી સહન ન થાય. આ બધું હું સાંખી શકું છું, પણ એમને મારી...તરફ ઈર્ષા......તું ભાઈ છે એટલે જ તને બધું દિલ ખોલીને લખું છું.

'હું એને ચાહું છું?' એ વિચાર મને વારંવાર સ્ફૂરે છે. આખરે એ જ પરિણામ આવે છે કે 'મારી ચાહના forced છે.' હું એને ચાહું છું એ વાત તદ્દન સત્ય છે, પણ એ પ્રેમ instinctive નથી જ. એ forced પ્રેમ છે. હું તેને ચાહું છું એનું કારણ એ પોતે— એનું બાહ્ય કે આંતરિક સૌંદર્ય નથી, પરંતુ અમારો સંબંધ છે. 'પડ્યું પાનું નિભાવી લે' એ ભાવના તો નથી જ. નિભાવી લેવાનો તો સવાલ જ નથી, પરંતુ જે ઉચ્ચ આદર્શ છે—આંતરિક સૌંદર્યને અંગે જે પ્રેમ ઉત્પન્ન થાય છે, તે પ્રેમ ખીલવવો એ જ હેતુથી હું તેને ધામેધામે ચાહતાં શીખું છું.

'ચાહતાં શીખો, સહેતાં શીખો.' ચાહવું એની પાછળ સહન કરવું. આ બંને વસ્તુઓ સાથેસાથે જ જાય છે. Forced ચાહના ઉત્પન્ન કરવી એમાં પણ સહન કરવું જ પડે છે. દુઃખી થઇ બીજાને સુખી

કરવાનો એ માર્ગ છે. આ સૌથી મોટામાં મોટી સેવા છે જ. તેથી એમ ન માનીશ કે હું તને—અથવા કોઇ પણ વ્યક્તિને—પ્રેમ કરવા ના કહું છું. પણ **deserve and then desire.** પહેલાં ખૂબ તપ તપો, પછી તમને તમારું ધ્યેય પ્રાપ્ત થશે. **The course of true love never runs smooth** તે તું ક્યાં નથી જાણતો ?

મને હમણાંથી થીઓસોફી ઉપર અત્યંત પ્રેમ થયો છે—એટલે તેમાં ધીમેધીમે વિક્ષેપો આવવા માંડ્યા છે. માટે આપણે હવે બરાબર ધ્યાન આપવાનું અને વખત આવ્યે સત્યને માટે પ્રાણ ઓવારવા પણ તૈયાર જ રહેવાનું રહ્યું.

'Who for a truth, a martyr dies,
He truly prays.'

પરમ દિવસે રાત્રે હું . . . ને ઘેરથી આવ્યો, ખાવા બેઠો, અને ત્યાર બાદ શું બન્યું તે મારી નોંધમાંથી તને જરા ટાંકી મોકલું છું.

'આજે રાત્રે હું ઘણો જ દિલગીર થઇ ગયો છું. રોજ એની એ જ શિખામણ—રોજ એ જ મેણાં—રોજ એ જ ધમકીઓ. આ તે કેમ સહન થાય ?'

'મારી પ્રગતિ માટે હું મારી સર્વ વસ્તુઓનો ભોગ આપવા તૈયાર છું. છતાં એનું એ જ રોજ સાંભળવું પડે છે. ખાવાની હું પરવા નથી કરતો. સવારમાં યુ.ટી.સી. માટે કૉલેજમાં વહેલા જવું હોય ત્યારે હું ભૂખ્યો જવા તૈયાર જ હોઉં છું અને ઘણુંખરું એમ જ બને છે. રાત્રે ગમે તેવું—ટાઢુંબોળનું ખાવા માટે હું હમેશાં તૈયાર રહું છું. છતાં રોજ એ જ કકળાટ. હા, હું મોડો આવું છું એમાં મારો પોતાનો પણ દોષ છે. છતાં એટલું તો ખરું જ કે રોજ કાંઇ વહેલા તો ન જ આવી શકાય; કોઇ દિવસ મોડું પણ થાય. હમણાંહમણાંથી તો હું

એટલો બધો જડ થઈ ગયો છું કે મને ગમે તે કહે તેની અસર જ થતી નથી. અને એમાં જ ઠીક છે. જો કહે એટલું બધું હું મન પર લઉં તો આજ મારે ઝેર પીવા જેટલું જ થયું છે.'

'આખરે મારી હિંમત ખૂટી ગઇ. ભૂખ્યોભૂખ્યો જ ભાણા પરથી ઊઠી ગયો. અને હજુ પણ એ શબ્દોનું ઝેર શરીરમાં પીડા કરે છે—અસહ્ય વેદના થાય છે.'

મને ખાતરી છે કે તને હવે મારી સ્થિતિનો ખ્યાલ આવ્યો હશે. તું મને કયાં નથી જાણતો? ભૂખ્યા કૉલેજમાં જઇને હું શું કરતો હોઇશ? રેસ્ટોરાંમાં વિશ્રામ લીધા વિના છૂટકો નથી થતો. ચા, ચેવડો, ગાંઠિયા કે પેંડા—એનાથી નિભાવી લઉં છું. પણ ભાઇ, એનું યે બિલ તો ભરવું જ પડેને. આજ મારે માથે બિલ ચડેલું જ છે. આ પણ મારે નછૂટકે કરવું પડે છે—પડયું છે.

જો હું થીઓસોફીમાં જોડાયો ન હોત—એટલે મારે જેની જેની સાથે સંબંધ છે તેની સાથે સંબંધ ન હોત તો આજ હું વિશ્રામવિહોણો—આનંદવિહોણો—અધમૂઓ થઇ જાત.

મને girlsના inspirationમાં અડગ શ્રદ્ધા છે. ફક્ત સાધારણ વાતચીત કરવાથી પણ હું મારાં દુ:ખો ભૂલી જાઉં છું. એ બે ઘડીનો આનંદ મને આ અંધારામાં 'આઘી ઘરદીવડી' જેવો લાગે છે. એ પ્રકાશની આશામાં જ હું આ અંધકારમાં છું. જો આટલો પણ વિશ્રામ ન હોત તો મારૂં આજ ૧૩૫ ને બદલે ૯૫ વજન હોત—એમાં નવાઈ નથી.

મારા આ સંસારપુરાણથી તને કદાપિ આવી નીરસ જિંદગીમાં પણ તારું રસમય Ideal–દીપની માફક–આંખ આગળ રાખી તે બાજુ પ્રયાણ કરવાનું જોર મળે તો મારાં રોદણાં રોયાનો કાંઇ અર્થ છે એમ માનીશ—મને સંતોષ થશે.

'Now I am far off to understand you and your views', એ તેં સાચું જ લખ્યું છે? તને મારામાં શું સમજાતું નથી? મને આ વાકયનો અર્થ બીજો જ લાગે છે. કદાપિ હું જે રસ્તે જાઉં છું તે તને અપ્રિય છે.

[illegible] श्रोतावक्ता च दुर्लभः

એ વાકયને લીધે તને કદાપિ એમ થયું હોય, કે શા માટે અપ્રિય લખવું? પણ ના, એમ ન ધારીશ. એમાં તારી ભૂલ છે. તને મારામાં જે ન સમજાય તેવું લાગતું હોય તે હું સમજાવીશ. મારામાં જે વાંધાભર્યું લાગે તેનો તને બરાબર અર્થ જણાવીશ. છતાં તને ન સમજાય તો લાચાર. તું મને વાંધાભર્યું લાગે તે ન જ લખી જણાવે તો તેમાં તને કાંઇ પણ નુકશાન નથી, પરંતુ મને તો છે જ. હું પણ યુવક તો છું જ ને? હું પણ કેમ ખોટે રસ્તે ન જતો હોઉં? Youth is mad; અને એમાં જે અંધેરી આંખે ચડે છે તે એવી તો સજ્જડ હોય છે કે ભલભલા ના કહે પણ એ અંધેરી જતી નથી. માટે મારા વિચારોમાં તને જે ખોટો—વાંધાભર્યો—ન સમજાય તેવો લાગે તે જરૂર લખી જણાવજે. મારાથી બનતા પ્રયત્ને હું તેનો ઉકેલ કરવા તૈયાર જ રહીશ.

બીજું પ્રભુએ મને સૌંદર્ય—attractive body અને wealthy mind—આપ્યું છે એમાંનું કાંઇ પણ તારી પાસે નથી? કેટલું જૂઠાણું? તું આવું જૂઠ્ઠું હજુ કદી જ બોલ્યો નથી. હું ખાતરીથી કહું છું કે મારા કરતાં તું વધુ સુંદર છે એની ખાતરી તને આપણે બંનેને ઓળખતા કોઈ પણ માણસને પૂછવાથી થશે. અને mind? તે માટે હું કાંઈ જ લખતો નથી. તું મારાથી ઊતરે તેવો છું જ નહિ—atleast I believe this.

હમણાં આપણે પુસ્તક વિષે ચર્ચવાનું મુલતવી રાખીએ અને બે

સવાલો 'જીવન અને પ્રેમ' એ વિષે જ વાત કરીએ. તું જ્યાં ફરે તે વિષે તો તારી ડાયરીમાંથી વાંચી લેવાશે. અત્યારે સૌથી મોટો પ્રશ્ન તો જીવનનો જ ઊભો છે. એ માટે જે લખવું હોય તે લખજે. પ્રેમ વિષે પણ મારા ને તારા વિચારોની આપલે થાય તો મારો...ની સાથેનો સંબંધ વગેરે જે તને ન સમજાતું હોય અથવા મારા વિચારો ન સમજાતા હોય તે બધું જ સમજાઇ જશે.

તારી ફરજ બજાવવામાં તું ઘણો જ strict છું તે મને ગમે છે.

'I slept and dreamt that life is Beauty,
I awoke and found that life is Duty.'

એ લીટીઓ તું ક્યાં નથી જાણતો?

હું પણ મારી ફરજો માટે એટલો જ strict થવાના પ્રયત્ન કરું છું. એ વિના આપણો ઉદ્ધાર જ ક્યાંથી સંભવે?

પણ રસ્તે આવતી વસ્તુઓ—મોંમાં મૂકેલો કોળિયો ઉતારવાની જ આ-બસને લીધે મોંમાંથી જતો ન રહે એટલું જરા ધ્યાન આપજે. વધુ શું કહું?

પુસ્તકો મોકલવાની મને ના નથી, પણ એ પોસ્ટના પૈસા ખરચવા આપણને કેમ પાલવે? તને ચોપડીઓનાં નામ સૂચવીશ. બાકી પોસ્ટથી પૈસા ખરચવા તને કે મને કેવી રીતે ફાવશે? આજ મારી પાસે એક પાઇ પણ નથી—અને હમણાં એક રાતી પાઇ પણ મળે તેમ આશા નથી. આ કાગળ પણ unpaid તેથી જ બીડચો છે. માફ કરજે, વહાલા!

હું ફૂલ અને...વ. પતંગિયાં? આ કેવી simile! હું musician છું. સંસારની વિટંબણાઓમાંથી ઘણી વાર કંટાળીને મારે મારાં musical instrumentsને શરણે જવું પડે છે. એ બધાં મારાં સંગીત—વાજિંત્રો છે.

હું ચિત્રકાર છું. આ અસાર—નીરસ સંસારથી ત્રાસીને મારે એ મારા રંગોનો આશ્રય શોધવો પડે છે. મને એ પ્રાણથી પણ અધિક છે.

તારી કલમ કાંઇ જ કામ કરી શકતી નથી તેમાં શું ખોટું? હું ક્યાં લખું છું? ટેનિસન શું કહે છે? **'I write because I must.' Goethe** શું કહે છે? **'. . . is a deliverance!'**

જ્યારે ન ચાલે–જ્યારે માથા પર બોજો વધી જાય છે તેમ મગજમાં બોજો વધી જાય—જ્યારે હૈયું કૂદી પડે ત્યારે જ હાથમાં કાગળ ને કલમ લેજે.

એ લખવાનો લખલખારો જ ખોટો છે. લખવા કરતાં કરી બતાવવું એમાં જ ખરી મજા છે. તું ખરબચડો થતો જાય છે એ તારી નિર્બળતા છે એમ માનજે. ખબરદાર વેપારી છે, છતાં પ્રિયાનાં કાવ્યો લખે છે. રૂપર્ટ બ્રૂક અને એના જેવા કેટલા યે અંગ્રેજી સાહિત્યના ઉત્તમ કવિઓ લડાયક હતા. સર્વાન્ટિસ કેદમાં પડ્યોપડ્યો ડૉન ક્વિક્ઝો લખતો હતો. તિલકે ગીતા પોતે કેદ હતા ત્યારે જ લખી હતી. માટે ભાઇ, આદર્શ ભાવનાને દીપની માફક નિહાળી અંધારામાંથી રસ્તો કાપવો—એ સિવાય છૂટકો જ નથી.

'Life is a struggle and not a bed of roses.'

થોડા દિવસો ઉપર જ દાવર સાહેબે એક વાક્ય કહેલું:

'Memory makes a man sadder still.'

'A Sorrow's crown of sorrows is the memory of happiest days.'

'She does remember the kisses that are dead.' —Tennyson

માટે ભાઇ, गतं न शोचयेत्. સારું હતું અને હાલ સારું નથી એ વિચાર દુઃખ ઉત્પન્ન કરે છે. આજ આવું છે અને કાલ કેવી રીતે વધુ સારું થાય એ વિચારથી પુષ્ટિ મળે છે, નવી પ્રેરણા આવે છે. શ્રી રામચંદ્રજીને પણ કહેવું પડ્યું હતું: ते हि नो दिवसा: गता: ।

તારો કનિષ્ઠ બંધુ **જયન્ત**

૬

અમદાવાદઃ ૨૭-૯-૨૭

ભાઈ બાલુ,

આઠ આઠ દિવસથી મૂંઝાતો હતો, કે કોઇ પણ મિત્રનો કાગળ કેમ નથી? આજ પણ ટપાલની રાહ જોઇ, નિરાશ થઇને કૉલેજમાં ગયો. સાંજે ઘેર આવ્યો અને તારો પત્ર મળ્યો.

આ વખતે પૂનાનો યૂ.ટી.સી.નો કૅમ્પ ગયા વર્ષના કરતાં સારો હતો. અને કેમ ન હોય? ક્યાં છસો છોકરાની વ્યવસ્થા અને ક્યાં સાઠ છોકરાની વ્યવસ્થા. ખાવા, પીવા, સૂવા, નહાવા વ.ની વ્યવસ્થા સારી હતી. છતાં યે હું અહીંથી ગયો ત્યારથી જ મારું શરીર બગડેલું હોવાથી મારી તબિયત સારી નહોતી રહેતી. એ આઠ દિવસના કૅમ્પમાં મારું સાત શેર વજન ઘટી ગયું. હમણાંથી મારું શરીર બરાબર સ્વસ્થ નથી જ રહેતું. આજ પણ જોઇએ તેવું સારું તો નથી જ. વધારામાં બંને ઢીંચણે વાગ્યું હોવાથી હજુ પણ દાક્તરના ઘરના પાટા ચાલુ જ છે. મુખમુદ્રા અને હાથ પણ તાપને લીધે કાળાં પડી ગયાં છે.

વળી ઘેર આવ્યો ત્યારથી જ પાછો એ કકળાટ શરૂ થયો. મારાથી આ સહન થતું નથી. મેં યૂ.ટી.સી. છોડી દેવાનો નિશ્ચય કર્યો છે. નીકળી જવાની અરજી પણ કરી છે. હમણાં તો પૅરેડમાં જવું નથી પડતું કારણકે પગે બરાબર ચલાતું નથી. એટલે હવે હું એક ઉપાધિમાંથી છૂટીશ. છતાં મારી દશા તો 'ઊલમાંથી ચૂલમાં' જેવી થવાની, કારણકે આવતી ટર્મમાં મારે કાં તો કૉલેજ બદલવી પડશે કે એક્સ સ્ટુડન્ટ તરીકે બેસવું પડશે. મારો વિચાર સૂરત કૉલેજમાં દાખલ થવાનો છે. પ્રિવિયસમાં પાસ થઇને પાછો અહીં જ દાખલ થઇશ. પછી મને યૂ.ટી.સી. બંધનકરતા નથી.

મુંબાઈથી થાણા છોડયું એટલે પૂના સુધી કુદરતનાં અલભ્ય દર્શન લાધે છે. મને ચોક્કસ યાદ છે કે એ આખાએ રસ્તે હું દીવાના જેવો હતો. મારો આત્મા કો ઉચ્ચ ભૂમિમાં વિહરતો હોય એટલો મદે ચડયો હતો. એ પર્વતોની હાર, ઉપર ઝઝૂમી રહેલાં જળભર્યાં વાદળ અને ઝીણાં ઝીણાં ઝરણાં . . . અત્યારે પણ હું એ દર્શન કરી રહ્યો છું.

મારું કવિત્વ ત્યાં શમી ગયું. અંતર પુકારી ઊઠયું: 'મૂઢ, આની તે કવિતા હોય?' એ દશ્યોમાં કો અદશ્ય કાવ્ય નીતરતું હોય એમ મને લાગ્યું. હૃદય હળવું હળવું થઈ ઊડવા જ માંડયું હતું. આંખ પણ એક પલકારો ન મારે.

ઝીણાં ઝરણાં, મોટા ધોધ, નાની ટેકરીઓ, ઉત્તુંગ શિખરો, કમળથી ઊભરાઈ જતાં વારિ-ખાબોચિયાં, ઊંડી ખીણો ને લીલાંછમ ખેતરો —શું લખું ને શું ન લખું?

કોઈકોઈ જગાએ અટૂલું ઊભુંઊભું કોઈ ઝૂંપડું સકળ વાતાવરણમાં માનવ આત્માની ઝીણી સિતારો બજાવતું હોય—એ જોતાં મને એટલી અદેખાઈ આવે કે 'આપણે અહીં રહેવાનું હોય તો?'—

ભાઈ! એ ભૂમિ જ એવી છે કે ત્યાં 'શૂરાતન-શૂરાતન' શબ્દ અણુએ અણુમાંથી ગર્જે છે. પૂના શહેરમાં વર્ષે ફક્ત તેરચૌદ ઇંચ જ વરસાદ પડે છે; પરંતુ આ ઋતુમાં ત્યાં આખો યે દિવસ વાદળ છવાયલાં હોય. વરસાદ પડે તે પણ 'ઝીણા ઝરમર વરસે મેહ' જેવો જ. છત્રીની તો જરૂર જ ન પડે. આજુબાજુ ઘાટમાં ખૂબ વરસાદ પડે છે. પૂનાના લકડી પૂલ ઉપરથી મેં સિંહગઢનાં આછાં અધૂરાં દર્શન કર્યાં હતાં. શિવાજીનો રાયગઢ પણ દૂરદૂર ક્ષિતિજમાં વિલીન થઈ જતો---આશાની અનુપમ રેખા શો—ગત આત્માની ઝાંખી યાદ સમો નિહાળ્યો ને નમ્યો.

સિંહગઢમાં તાનાજીની સમાધિ છે; રાયગઢમાં શિવાજીની રાજધાની હતી. અતૂટ પુરંધર ગઢનાં પણ વરાળથેયીં દર્શન કર્યાં. આંખો લૂછી-લૂછીને જોઉં પણ શું દેખાય? જેમ શરીરવિહીન આત્મા એમ એ પણ ઝાંખો ઝાંખો દીસતો હતો. સંધ્યાની છેલ્લી ઘટિકામાં ત્યાં સુવર્ણની રેખા અંકાતી. એ મૃત આત્માઓને મસ્તકે સુવર્ણસંધ્યાના મુકુટો ધરાતા હોય નહિ એવી અદ્વિતીય એ શોભા હતી.

એ કુદરતની કારમી કળાને ચરણે આત્મા ઢળ્યો ને દેહ પણ નમી —નમી તે હજુ આજ પણ નમતી જ—ઝૂકતી જ રહી છે. અને એ રાજપુતાણીઓનો જોહર માંડ્યો હોય એવો અનુપમ—અઘોર સંધ્યા-સમય હું ભૂલીશ? કદી જ નહિ.

ટેકરીના શિખરે મને મરવાનું મન થયું હતું. તું એ માનીશ? એ પશ્ચિમની પ્રભા! એ પૂર્વાકાશથી મધ્ય વ્યોમ સુધી પ્રસરેલો કિરણદ્રય, અને દૂરદૂર સુદૂર દીસતા, હંસની પાંખ શા શ્વેત બંગલા—મને એકાએક વાગ્ સ્ફૂરી—

'પ્રભુ, મૃત્યુ પણ આવા જ સ્થળે થજો.'

આ મારી પૂનાની કુદરત-પિપાસાની તૃપ્તિ. ત્યાંનું education! તોબા. ગૂજરાત એની આગળ તૃણ સમાન છે. ફરગ્યૂસન કૉલેજમાં લગભગ ૧૧૦૦-૧૨૦૦ છોકરા ને ૭૫-૧૦૦ છોકરીઓ ભણે છે. અને એ છોકરીઓ નીડર પણ કેટલી! મેં જ લગભગ સાડા આઠ વાગ્યે હિલ પરથી ઊતરતાં એક સખીવૃંદ જોયું હતું. પણ ભાઇ! સૌંદર્યના મને સાંસા લાગ્યા. આઠ દિવસમાં દૃષ્ટિ ઠારે તેવી તો બે જ યુવતીઓ દૃષ્ટિએ ચડી.

મારા અનુભવથી મને પૂનાનું moral standard અહીં કરતાં જરા ઓછું જણાયું—હલકું લાગ્યું.

શહેરમાં રમતો ઘણી જ રમાય છે. વ્યાયામનો શૉખ દરેક છોકરા-ને હોય છે. અખાડા પણ ખૂબ ખેલાય છે. કુસ્તીના દંગલ થાય છે ને સરઘસો નીકળે છે.

બીજું મને એ લોકોનો National Spirit આપણા કરતાં ઘણો જ વધુ લાગ્યો. વારંવાર ગણપતિ ઉત્સવ અને શિવાજી, તિલક વ.ની જયંતીમાં સરઘસોનાં સરઘસો નીકળે છે.

આ મારી મુસાફરીની આછી રૂપરેખા છે.

તું મને કાગળ નથી લખતો એ સારું ન કહેવાય; અને બીજું તું એમાં ફક્ત 'હું સારો છું, તું સારો હોઇશ.' એટલું જ લખીને બેસી રહે તે તો ખરેખર દિલગીર થવા જેવું છે. કાગળમાં કાંઈપણ વાંચવા જેવું ન આવે તેના કરતાં કાગળ જ ન આવે તે સારું. તારા આજના કાગળથી તો મારું મગજ જ ફરી ગયું! તને એક આનો ખર્ચવાની હિંમત કેમ ચાલી એ જ હું તો વિસ્મય થઇ ગયો. ચાર લીટી જ લખવી હતી તો પોસ્ટકાર્ડ કાં ન લખ્યો?—

પરમાર સાઇકલ પરથી પડી જવાથી થાપાનું હાડકું ઊતરી ગયું છે. હવે ઠીક છે.

તા. ૧-૨એ ઍની બિસાંટની જન્મગાંઠ ઊજવવાની છે. 'આવણા' કાવ્ય ગૂજરાત કૉલેજ મૅગેઝિનમાં આવવાનું નક્કી થયું છે.

અહીં હિંદુમુસ્લીમ શાંતિ ચાલે છે.

હમણાંથી મેં એક પણ એકસ્ટ્રા બુક વાંચી નથી.

હ...ને ઘેર જવાનું બંધ કર્યું છે. જ્યો...સાથે સંબંધ અતિ ગાઢ થઇ ગયો છે.

અભ્યાસ સિવાય બીજી પ્રવૃત્તિ પંદર દિવસ નહિ ચાલે.

જયન્ત

૭

અમદાવાદ: ૨૧-૧૦-૨૭

પ્રિય બાલુ,

બે કાગળનો જવાબ એક જ કાગળમાં આપવો એ કામ મારે માટે તો ઘણું જ અઘરું કહેવાય. છતાં મારાથી બનશે તેટલી સ્પષ્ટતાથી જવાબ આપીશ.

ફોટોગ્રાફી તારે માટે જરૂરનું સાધન છે. શોખ ખાતર જ નહિ પરંતુ ઉપયોગી વસ્તુ હોવા માટે જ—અને એ જ દૃષ્ટિએ તું એનો અભ્યાસ કરે તો તે ઘણું જ ઉત્તમ છે.

પૂનાની મુસાફરીના વર્ણનથી તને આનંદ થશે એવી મારી ખાતરી જ હતી અને એમાં હું સફળ થયો છું માટે તારો તથા મારો ઉપકાર—કેમ?

તું મેરી કૅારેલીના પુસ્તક 'Innocent' માટે જે લખે છે તેમાં મને જરા યે અતિશયોક્તિ નથી જણાતી. કદાચ તું આ કૅારેલીનું પ્રથમ જ પુસ્તક વાંચતો હોઈશ. તેની સારામાં સારી ચોપડી 'Thelma' છે. જો મળે તો તે વાંચી નાખજે—બને તો ખરીદ કરજે.

રેલવે બુક સ્ટૅાલ પર તેનાં પુસ્તકો મેં થોડા મહિના પર જોયેલાં, પણ તેની કિંમત ઘણી જ આકરી હોવાથી તે ખરીદી શકયો નહિ. તું જે કિંમત લખે છે તે જ કિંમતે અહીંઆં સ્ટૅાલ પર પુસ્તકો મળે છે—લગભગ બધાં જ પુસ્તકો.

'Romance of two Worlds', 'Christians' વ. જોતાં મને લઉં, લઉં, થઇ રહેલું; પણ શું કરું? કયાંથી લઉં? પૈસા—

તેં 'પેન્સિલની અણી તોડી નાખી' એમાં મને કાંઈ જ વાસ્તવિકતા નથી જણાતી. 'લખવા માટે જ લખવું' એ મૂર્ખાઇ છે એમ

હું સમજું છું, છતાં Goetheની માફક 'Poetry is a deliverance' અથવા ટેનિસનની માફક 'I write because I must' એ સિદ્ધાંતોથી લખવું એમાં નથી નાનમ કે નથી પાપ. આવેલી ઊર્મિને દાબવામાં કાંઇ જ ફાયદો નથી. આનો અર્થ એવો નથી કે જેવું આવે તેવું જ લખી નાખવું, પરંતુ જે દૈવી પ્રેરણા હોય છે તે તો ક્ષણ બે ક્ષણ આવીને પાછી અદૃશ્ય થઇ જાય છે. માટે એવો સમય વ્યર્થ ચાલ્યો ન જાય તેની ચોકસાઇ રાખવી.

છેલ્લા ચાર દિવસમાં ગાંધીજીનું 'સત્યના પ્રયોગો' અથવા 'આત્મ-કથા' પુસ્તક વાંચીને હું તો આભો જ બની ગયો છું. પરમારનું વાંચેલું પુસ્તક હોવાથી તેમાં underlines પણ કરી હતી, તેથી કંઈક ઔર આનંદ પડયો.

'કલરવ' સૂતું છે તો ભલે. મને તેની લેશ પણ ચિંતા નથી. 'કલરવે' ઓછું તો નથી જ કર્યું. મરતાં મરતાં પણ 'સૂરત કલા-પ્રદર્શન'માં નામ કાઢ્યું છે. એણે મારા માટે જે કર્યું છે તે કોઇએ નથી કર્યું. 'કલરવ' ન હોત તો તું પણ મને ક્યાંથી પિછાનત?—આનાથી બીજું શું મોટું કામ હોઇ શકે?

તું મને ચોપડીઓ મોકલવા માટે કહે છે, પણ તે મોકલી શકાય તેમ નથી એમ કહેતાં મને શરમ આવે છે. હું પણ સઘળી ચોપડીઓ મેળવીને વાંચું છું. મારી પાસે કદી એક રૂપિયાથી વધારે સિલિક હોતી જ નથી; તો પછી હું શા રીતે ચોપડી ખરીદી શકું? ભાઇ! માફ કરજે, પણ લાચાર છું. તું લાયબ્રેરીમાંથી વાંચે એ સર્વથા યોગ્ય છે.

'આવણાં' છપાવવા મેં આ વર્ષે આપ્યું ન હતું, પરંતુ ગયે વર્ષે આપેલું તેનો આ વર્ષે ઉપયોગ થયો છે. પ્રોફેસરને ના પાડવી એ પણ ઠીક ન લાગે અને થોડો પ્રસિદ્ધિનો પણ મોહ તો ખરો જ ને!

તારા વિચારો રોજ ફરે છે તો મારા પ્રતિપળે ફર્યાં જ કરે છે. —છતાં અમુક 'એસ્ટાબ્લિશ્ડ' વસ્તુઓ નથી જ ફરતી. જે ફેરફાર થાય છે તે સારા માટે જ સમજવા.

મેં બાપુની 'આત્મકથા' વાંચી. આજે હવે 'Text Book of Theosophy' વાંચીશ. બે ત્રણ દિવસ લાગશે.

તારી પેઠે મારો પણ 'Bible' વાંચવાનો વિચાર છે—વાંચીશ. . . .

પરમારને સારું થઈ ગયું છે. 'કુમાર'નો અંક આજકાલમાં બહાર પડશે. ઝ. કા. મેઘાણીએ એની બિસાન્ટનું જીવનચરિત્ર લખ્યું છે; ગાંધીજીની 'આત્મકથા' સાથે મોકલીશ. હું 'યુવક સંઘ'નો મેમ્બર થયો છું તથા 'સમાજશાસ્ત્ર'ના અભ્યાસવર્ગમાં દાખલ થયો છું. હું હમણાં જ 'Star'નો સભ્ય થયો.

**જયન્ત**

૮

. . . ભલે પતંગિયાંઓ એમાં ભમીને ભસ્મ થાય.

મને જરા હમણાં એક બે દિવસ **inspiration** આવી ગયું હતું તે બે ચાર કડીઓ લખી નાખી છે. નવરાશ મળે તો વાંચીને રિવ્યૂ લખજે. એક કાવ્ય 'આકાશગંગા' ઉપર છે, બીજું 'રાત્રિ' પર છે અને એક '**fragment**' રાત્રે વાંચતાંવાંચતાં જ લખી નાખ્યો છે.

પરીક્ષા ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં શરૂ થશે અને માર્ચના પહેલા અઠવાડિયામાં ખતમ થશે. પછી હું છૂટો. જેમ નચાશે–કુદાશે તેમ નાચીશ–કુદીશ.

**જયન્ત**ના પ્રણામ

## આકાશગંગા

(દ્રુતવિલમ્બિત)

સુભગ, સુંદર, વેણી ત્રિવેણીની,
તરલ તારક દીપક શ્રેણિ શી;

ગગન ઘોર, અઘોર વિલાસિની,
ધવલ અમ્બર ધારિત યામિની.

(અનુષ્ટુપ)

તાહરી આંખોથી માત્ર પાપી પૂનિત થાય છે;
જીવની ભ્રમણા ભૂલી સ્વપ્નમાં લીન થાય છે.

## રાત્રિ

સૂની સૂની સર્વ દિશા સૂની છે,
નિદ્રા હિંડોળે પૃથિવી સૂતી છે,
પીલુ ડાળીએ ઘૂડ ઘૂઘૂ કરે છે,
એકાન્ત ઉરે ભીતિ ભરે છે.

૯

કૉલેજ રેસિડન્સી, સૂરત
તા. ૧૭-૧૧-૨૭

પ્રિય બાલ,

આજ ઘણે દિવસે તને કાગળ લખું છું; જાણે કેટલાએ કાળ વહી ગયા હોય એમ લાગે છે.

છેલ્લા ૭ દિવસથી મારી સ્થિતિ અતિ વિષમ હતી. મારું કાંઇ પણ સ્થાન નક્કી ન હતું. મિત્ર–મુરબ્બી મિત્રને ઘેર રહેતો અને મનની વિષમ વેદના સહન કરતો દિવસ ગુજારતો હતો.

આજ હું સ્થાયી છું, મન શાંત છે. કાગળ લખવાનું મન થઇ આવ્યું છે.

આખરે મારે અમદાવાદ છોડવું જ પડ્યું; સૂરત કૉલેજમાં દાખલ થયો; આજ હું એની જ રેસિડન્સીની એક ઓરડીના અવડ ખૂણામાંથી લખી રહ્યો છું.

જીવન કેટલી અદ્‌ભુત વસ્તુ છે એનો અનુભવ ધીમેધીમે થતો જાય છે. આજથી આઠ દિવસ પર હું કયાં હતો?–શું કરતો હતો? આજ શું કરું છું?—કયાં છું?

ઓ ભાઈ, આ જીવન—શું આમ ધ્યેય વિના જ જશે? મારું ધ્યેય શું?—મને એ ખબર નથી. મારું ધ્યેય બદલાતું જ ગયું છે.—પ્રભુ ઇચ્છાએ કોઈ દિ' નિશ્ચય થશે.

અમદાવાદ છોડયું તે સાથે મેં કેટલું છોડયું છે.—યૂથ લૉજ છોડયું, રાત્રિશાળા છોડી, યૂ.ટી.સી. છોડી, કૉલેજ છોડી—પણ મને એનું દુ:ખ નથી થતું.

અમદાવાદ છોડયું તે સાથે પ્રભાકર, 'કુમાર' વ. ને છોડયાં. મને એનું કાંઇક દુ:ખ લાગે છે. પણ મને સમજાતું નથી કે મને અમદાવાદ કેમ ગમે છે?

પરંતુ અમદાવાદની activities—એ મદભર્યું જીવન, મિત્રોને કાગળ લખવા, કાગળ વાંચવા, સાંજે પૂલ પર ફરવા જવું, ગી . . . . ને ઘેર કલાકો સુધી બેસી રહેવું, પ્રભાકરને ઘેર આનંદ કરવો, લૉજની પ્રવૃત્તિમાં ખંડપગે ભાગ લેવો—એમાં મને અનેરો આનંદ આવતો. આજ એ આનંદની સરિતા સુકાઇ ગઇ છે. છતાં Every black cloud has a silver line—એ પ્રમાણે, છેલ્લા છ દિવસમાં મારા સૂરતના નિવાસ દરમિયાન એક દિલાસાનું સાધન મળ્યું છે.

જ્યોત્સ્ના શુકલ (પ્રિયમતી શુકલ તેમનું સાચું નામ છે)ની ઓળખાણ થઇ. એ પણ થીઓસોફિસ્ટ છે અને સૂરત યૂથ લૉજમાં આવે છે. મારું સ્થાન અહીંના યૂથ લૉજમાં છે—અને તે પણ ઊંચું જ. ધીમે ધીમે સહવાસ વધશે.

સૂરતની રસિકતાનાં દર્શન થયાં છે—થાય છે—થશે. હમણાં મારી

લેખનપ્રવૃત્તિ તદ્દન બંધ રાખવાનો મારો વિચાર છે. કાંઇ જ લખવું નહિ. ફક્ત વાંચવું, સમજવું, ભવિષ્ય માટે તૈયારી કરવી. અને કદાચ આપણે લેખક ન થયા તો ય શું? જયન્ત

૧૦

હૉસ્ટેલ રૂમ નં. ૬૪
સૂરત

પ્રિય બાલુ.

તારો કાગળ મળ્યો. 'આત્મકથા' તને ઉપયોગી થઇ તેથી ઘણો જ આનંદ થયો છે.

બીજા તારા બધા જ વિચારો સાથે સંમત થાઉં છું. લગ્ન માટે તારા જે ઉન્નત વિચારો છે તે માટે દિલગીરી. હું એમ નથી કહેતો કે હમણાં જ પરણી જવું, છતાં જીવનમાં એકલા–અટૂલા જ રહેવું એ મને તો ન ગમે. કાંઇ નહિ, તને જ્યારે એની જરૂર લાગે ત્યારે વિચાર કરજે.

તું જે ideal પાછળ ઘેલો થયો છું તેમનાં જીવનચરિત્રો તપાસીને બરાબર અનુસરીશ તો કદાચ એમની સાથે સરખામણી થાય એવું જીવન પ્રાપ્ત થશે—નહિતર તો છીએ ત્યાંના ત્યાં જ.

હું તો અહીંઆં કૉલેજ અને ચોપડીઓ સિવાય બીજી ગરબડ જ નથી કરતો. 'શંકિત હૃદય' ભજવવાનું છે તેમાં chief part મળવાનો હતો, છતાં તેની મેં ના જ પાડી છે.

હૉસ્ટેલ જીવન એકંદરે ગમે છે. છૂટ, ખુલ્લી હવા, શુદ્ધ ખોરાક—બધું જ. અને વાંચવા સિવાય બીજું કામ ન સૂઝે. આ વખતે સેકંડ ક્લાસ મળે જ એવી બધી તૈયારીઓ થાય છે. એ જ.

જયન્ત

૧૧

કૉલેજ રેસિડન્સી, રૂમ નં. ૬૪
સૂરત, ૨૪-૧૨-૨૭

મં . . . ,

भावस्थिराणि जननान्तर सौहृदानि। અને व्यतिषजति पदार्थानान्तर : कोऽपि हेतु:। જેની લીટીઓથી હું ઘણીવાર ઊંડા પાણીમાં ઊતર્યો છું. તદ્દન કાચા સંબંધને અંગે એ વસ્તુ દાખલા આપીને હું સમજાવતો નથી. એટલી માફી આપશો.

બીજું હું તદ્દન સ્પષ્ટવક્તા છું. એટલે કદાચ તમારી મૌલિક લાગણીઓને દુઃખ લાગે તેની પહેલેથી જ ક્ષમા માગી લઉં છું.

તમે મને જે કાર્ય સોંપવા માગો છો તે મારે માટે ઘણું જ અભિનંદનીય છે, છતાં હું એ વસ્તુ સ્પષ્ટ કરવા માગુ છું:—

આજથી બે વર્ષ પર મને લેખક તરીકે જગતમાં જાહેર થવાનો ઘણો જ મોહ હતો. એ મોહનો કેફ મને આજ સુધી પણ સંપૂર્ણપણે તો નથી જ ઊતર્યો, પરંતુ હવે મને એમાં કાંઇ જ તત્ત્વ સમાયું હોય તેમ નથી લાગતું. મારી વાર્તાઓ 'મોજ-મજાહ' અને 'બે ઘડી મોજ' જેવાં અઠવાડિકોમાં મોકલવા પણ હું ચૂકયો નથી. અને એ છપાઇ પણ ખરી. પણ જ્યારથી હું 'કુમાર કાર્યાલય'ના સંપર્કમાં આવ્યો ત્યારથી મારી એ પ્રસિદ્ધ થવાની વૃત્તિ ક્ષીણ થવા માંડી.

તમારે એમ ન માની લેવું કે હું તમારી ખીલતી સાહિત્ય-કલિકાને કચડી નાખવા માગું છું. હું તો એટલું જ ઇચ્છું છું કે સુગંધ પ્રસરાવવાના લોભે કલિકાસ્વરૂપમાં જ—સંપૂર્ણ ખીલ્યા વિના—એ ચૂંટાઇ ન જાય એટલું જ જાળવજો.

મને ચોક્કસ યાદ છે કે મેં મારી છસાત જેટલી વાર્તાના ચૂરે-

ચૂરા કરી નાખ્યા હતા, કારણકે તેમાં મને કાંઇ જ તત્ત્વ ન જણાયું.

વિચાર આવે છે ત્યારે તે કાચા સોના જેવો હોય છે. છતાં જ્યારે તે જ વિચાર ખૂબ ગળાઇને શબ્દો દ્વારા વ્યક્ત થાય છે ત્યારે તે અલંકારનું સ્વરૂપ પકડે છે. તમે કાચું સોનું અને અલંકારનો ભેદ તો સારી રીતે સમજો છો એટલે એ પર લાંબું વિવેચન નથી કરતો.

આ મારે નછૂટકે જ લખવું પડ્યું છે. કારણ તમે પણ ધૈર્ય ગુમાવી અને આવેશમાં ને આવેશમાં બહાર પડવાની તીવ્ર ઇચ્છાને વશ થઇ તમારી પ્રગતિ અટકાવી દ્યો તે મને સહન નથી થતું.

તમે લાહોરના એક ખૂણામાં પડ્યાપડ્યા ગૂજરાતની સર્વ પ્રવૃત્તિઓથી વાકેફ ન હો, ગૂજરાતની સાહિત્ય-પ્રગતિથી અજાણ હો, એ સ્થિતિમાં તમે ગૂજરાતી ભાષાના સાહિત્યક્ષેત્રમાં કેટલું કાર્ય કરવા સમર્થ થાઓ ?

કાગળ ધાર્યાં કરતાં વધુ લાંબો અને કદાચ અયોગ્ય લખાઇ ગયો હશે. તમારી લાગણીઓને દુઃખ થયું હોય તો માફ કરશો. પણ મને જૂઠું બોલતાં નથી આવડતું. અને મેં એને લીધે ઘણીવાર સહન પણ કર્યું છે.

**જયન્ત**ના પ્રણામ

૧૧

સૂરત : ૨૮-૨-૨૮

પ્રિય બાલુ,

તારો દુઃખી પત્ર મળ્યો. કદાચ મારો પરમ દિવસનો પત્ર તને ત્યાં મળ્યો હશે.

તારી શિખામણ તદ્દન વ્યાજબી છે. એ મારી ફરજ છે એ હું સમજી શકું છું. છતાં હું ગુલામ છું એ તું જાણે છે? પરીક્ષાના પાશમાંથી હું કદી જ છૂટી ન શકું. . . . ત્યાંસુધી મારા પગે પરીક્ષાની

અતૂટ જંજીર છે. એ તોડી હું કેમ દોડી શકું?

હું અમદાવાદમાં પણ કદી કાંકરીઆની સડકે જતાં એ પુણ્ય નામને વિસરી શકીશ? કોણે ધાર્યું હતું કે એવું પ્રચંડ શરીર એક ઘડીમાં રાખની ઢગલી થઇ રહેશે? પણ એ બધું સંભારીને આપણે દુઃખી જ થવાનું—અને ગત આત્માને અશ્રુની અંજલિઓ આપવાનું જ રહે છે. તેમ કર્યે કાંઇ જ વળે નહિ. ફક્ત તત્ત્વજ્ઞાન જ આપણી સહાય કરે તેમ છે! **का तव कान्ता कस्ते पुत्र:** એ આદ્ય શંકરનો શ્લોક જ આપણને અત્યારે તો આશ્વાસન આપે. આશ્વાસન સિવાય દુઃખ ટાળવાનો કોઇ જ માર્ગ નથી. પ્રભુને એટલી જ પ્રાર્થના કરજે કે એમનો આત્મા અમર શાંતિ પામે.

બાપુની ને તારી માફી સિવાય બીજું કંઇ જ માગવાનું નથી; આશ્વાસન સિવાય કાંઈ આપવાનું નથી.

તારો સમભાગી **જયન્ત**

૧૩

અમદાવાદ: ૨૦-૩-૨૮

પ્રિય બાલુ,

આજ મારું પરીક્ષાનું પરિણામ જણાયું છે, અને એમાં મારી એક વાર્તાના નાયક જેવું જ મારે ભાગ્યે બન્યું છે. હું પાસ તો થયો જ. એટલું જ નહિ પણ સેકંડ ક્લાસમાં આવ્યો અને તેથી પણ આનંદ પામવા જેવું છતાં વિચિત્ર તો એ છે કે હું સૂરત કૉલેજમાં first આવું છું. તું તો આ માનીશ પણ નહિ. ભાઇ, હું જ માની શકતો નથી તો! પણ એ સત્ય છે એમાં જરા પણ શક નથી. કેમ ઠીક થયું ને? —ને મારા પ્રણામ કહેજો.

તારો ઘેલો **જયન્ત**

૧૪

અમદાવાદ: ૭-૪-૨૮

ભાઇ બાલુ,

તારો પત્ર તો ત્રણ દિવસથી આવ્યો હતો, પરંતુ હું ડાકોર ગયો હતો તેથી મને આજે જ મળ્યો છે.

તારો પત્ર ખોલ્યો આનંદથી; બીડયો ત્યારે હૃદયમાં તીવ્ર વેદના થતી હતી. વેદના બે પ્રકારની: એક દુ:ખ પર દયાની અને બીજી દયામય ક્રોધની.

ખરેખર, તારો પત્ર વાંચી મને અસહ્ય દુ:ખ થયું હતું. મને તારી સ્થિતિ પર બે પળ દયા આવી ગઇ. પણ એ માત્ર આવેશ જ–mere Sentimentalism –હતો એમ મને ધીમેધીમે સમજાવા લાગ્યું. મને શા માટે તારા પર દયા આવવી જોઇએ? નહિ જ; મને તારા પર ક્રોધ આવ્યો. અને એ જ લાગણી સબળ હતી. ક્રોધમાં પણ સહૃદયતા અને મૃદુતા હતી—તીવ્રતા અને તિરસ્કાર નહિ જ. અને એનું કારણ મારો બદલાતો સ્વભાવ છે. મને pessimism પર હવે ક્રોધ આવે છે. તારી 'મરી જવા'ની ઇચ્છા વાંચી મને ક્ષણિક દયા આવી, પરંતુ આખરે તો ક્રોધ જ.

હું તને પૂછું છું કે તારે શા માટે મરી જવું જોઇએ? તને તેનાથી શો ફાયદો?

હું તો જીવવામાં જ સાર માનું છું—અને તે પણ સરળ જીવન નહિ જે જીવનમાં સુખદુ:ખના તડકાછાંયડા નથી એ જીવન નથી.

બાલુભાઇ, મરણ તો સૌને મોડું કે વહેલું આવે છે જ. જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી આત્માનો જેટલો વિકાસ સાધી શકાય તેટલો વિકાસ સાધવો એ મનુષ્યની ફરજ છે. અને જો તમે નિરાશાવાદી થશો

તો જરૂર એ ફરજમાંથી પતિત થઇ અને પ્રભુના ગુનેગાર બનશો. થૉમસ હાર્ડી—જે હમણાં જ મરણ પામ્યો અને જેની સરખામણી Shakespere સાથે થતી હતી—જેવો મહાન સાહિત્યકાર પણ આખું જીવન નિરાશાવાદી રહ્યા, પણ ઘડપણમાં જ્યારે સત્ય જડ્યું ત્યારે એટલો ખિન્ન થયો કે કહેવાની વાત નહિ. એનું ઘડપણ આશાવાદથી ભરપૂર છે.

હું ઇચ્છું કે તું આવાં ગાંડાં ફરીથી ના કાઢે. જીવન જીવવામાં જ આનંદ છે. જે જીવે છે એ જ કાંઇ કરી શકે છે.—ને તે પણ જો આશાવાદી હોય તો જ. સમજ્યા કે?

તારો **જયન્ત**

૧૫

અમદાવાદ: ૬-૬-૨૮

પ્રિય બાલુ,

પત્ર મળ્યો. હું તો એમ જ ઇચ્છું છું કે હમણાં—ત્રણેક વર્ષ સુધી—ફક્ત નોકરી કર. નોકરીની સાથેસાથે આ દિશાનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર. પછી સાહસ કરજે. તું ફૂલની કળી પવનનો સપાટો આવે ને નાચે તેમ નાચે છે. એ કળીમાં તનમનાટ છે, આંતરશક્તિ છે. પણ જ્યારે એ જ કળી ફૂલ બને છે ત્યારે તેમાંથી એ તનમનાટને બદલે ગાંભીર્યભર્યું નૃત્ય ઊઠે છે—એમાંથી વાતાવરણને બહેલાવનારી સુગંધ ઊઠે છે. તું શું ઇચ્છીશ? કળી થવાનું કે ફૂલ?

હું પણ હમણાં તો પરિપક્વતાનો જ પૂજારી બન્યો છું. છાછરા જળ કરતાં ધીમે વેગે વહેતાં ઊંડાં-ધીરગંભીર જળ જનતાને વધુ ઉપયોગી નીવડે છે. માટે જે વસ્તુ હાથ ધરવી તેમાં પારંગત થયા વિના સાહસ ખેડવું મને રુચતું નથી. આનો અર્થ એવો નથી કે મને સીનેમા લાઇનમાં નોકરી મળે તો હું ના લઉં; પણ લઉં તો મારા ભવિષ્યનો

ખૂબ વિચાર કરીને જ. મારો વિચાર હાલ તો ત્રણ વર્ષ ભણવાનો છે. કૉલેજનું શિક્ષણ આ ધંધામાં આગળ પર ઘણું જ ઉપયોગી નીવડશે એમ મારી ચોક્કસ માન્યતા છે.

મને પણ ઘરનો એવો કંટાળો આવી જાય છે કે 'નાસી જાઉં' એમ થઈ જાય છે. પણ હું ફક્ત હવામાં જ ઊડવા નથી માગતો. આપણે Idealism અને Realism, Romanticism તથા Classicismનો સમન્વય કરવો ઘટે છે. જીવન એ ગુલાબનો છોડ છે. કાંટા મૂકીને ફૂલ ચૂંટી લેવાં એ આપણું કર્તવ્ય છે. જ્યાંજ્યાં સુગંધ છે, જ્યાંજ્યાં તેજ છે, જ્યાંજ્યાં સૌંદર્ય છે ત્યાંત્યાં દુર્ગંધ, અંધકાર, વિરૂપતા છે જ. જીવન કદી એકોધારે વહી જતું જ નથી, સુખદુ:ખ તો અનુક્રમે આવવાનાં જ. એટલે આપણે ફક્ત સુખ જ ઇચ્છીએ—એકધારા રસમય સુખી જીવનની આશા રાખીએ એ વ્યર્થ છે. આ વિચારોએ જ મને સાહસ કરતો અટકાવ્યો છે. બંધુ **જયન્તી**ના પ્રણામ

**૧૬**

અમદાવાદ: ૩-૮-૨૮

પ્રિય ભાઇ!

આઠ દિવસથી તાવ આવતો હતો. હવે સારું છે, એટલે જ આ પત્ર લખવા જેટલી યે હિંમત ધરી છે. તબિયત કહ્યું કરતી નથી. બે મહિનામાં ૧૭ શેર વજન ઘટી પડ્યું છે.

હું કૉલેજમાં જાઉં છું, સોસાયટીની મીટિંગમાં જાઉં છું, કદાચ ફરવા જાઉં છું. વાંચું છું, વળી ચીતરું છું ... સૂઇ રહું છું. પણ જાણે કંઇક ખોવાઈ ગયું હોય એમ થયા કરે છે. આઠ દશ દિવસથી ડાબી આંખ ફરકફરક થતી હતી. સ્કૉલરશિપ મળવાની વકી હતી તે પણ ગઇ. જીવન ગાળું છું-ઘસડું છું—તણાઉં છું. જાણે બધે ઉલ્લાસ જ ઊડી

ગયો છે. એવો અશુભવાદી થઇ ગયો છું કે કાંઇ સમજાતું જ નથી. બધે જ એ અશુભનું મોજું ફરી વળ્યું છે.

શરીર સારું નથી; મન ચિંતાઓમાં ગૂંચવાય છે; આત્મા બળ્યા કરે છે. જાણે બધી જ શાંતિ હણાઇ ગઇ છે. બંધુ **જયન્તી**

૧૭

અમદાવાદ: ૩૦–૬–૨૯

પ્રિય ભાઇ,

મારા પરીક્ષાના પરિણામની ખબર તને જરૂર પડી જ હશે. કદાચ મારા છેલ્લા પત્રમાં યે લખ્યું હશે. હું કૉલેજમાં બીજે નંબરે આવું છું અને મને ૨૦ રૂપિયાની બે શિષ્યવૃત્તિઓ મળે છે; એટલેકે હું હવે મહિને ૪૦ રૂપિયાનો પગારદાર થયો. બી.એ.માં ઑનર્સ કોર્સ સંસ્કૃતનો અને ઐચ્છિક વિષય ગૂજરાતી મેં લીધું છે. ફરજિયાત અંગ્રેજી તો ખરું જ. આવો કોર્સ લેનાર હું એકલો જ છું. તારો **જયન્તી**

૧૮

સી.સી. બૅન્કરનો બંગલો

કોચરબ

અમદાવાદ: ૫–૭–૩૦

ભાઇ બાલુ,

ઘણા સમયથી તારો કાગળ નથી, એનું કારણ કલ્પનાથી પણ કળી શકાતું નથી. તારી તરફથી 'The Cinema'નો એક સુંદર અંક મળ્યો હતો, પણ તે સાથે તારો પત્ર ન હોવાથી હું ઘણો જ નિરાશ થયો હતો. ત્યાર બાદ મેં તને બેએક કાગળ લખ્યા—તીખા તમતમતા લખ્યા, પણ તું તદ્દન મૂક રહ્યો. કેટલું વિચિત્ર—કેટલું દુઃખદ!

મેં ઘણુંખરું મારો અભ્યાસ મુલતવી રાખ્યો છે—રાખવો પડ્યો છે.

સૈનિક તરીકે જોડાઇને મેં મારાથી બનતી દેશસેવા કરી; વીરમગામ પણ ગયો હતો. ધરાસણા જવા અંતઃકરણ નાકબૂલ થયું. મારી હાલની સ્થિતિ હું જ જાણું છું; અને બીજું ન જાણે તેમ જ સારું એમ હું ધારું છું. દુઃખ રડવું એ માણસને માથે મોટામાં મોટું હીણપદ છે. હું એવો હીણો થવા નથી ઇચ્છતો. મને પ્રભુ ધીરજ અને હિંમત આપે એ જ પ્રાર્થું છું.

કદાચ આ વર્ષે હું કૉલેજમાં નહિ જઇ શકું તો મારી ધીરજની સાચી કસોટી થશે. એક વર્ષ મોડા બી.એ. થવાનો મને ખરખરો નથી. મારી શિષ્યવૃત્તિ ગઈ, અને ચાલુ વર્ષનો અભ્યાસ પણ મારે જાતે જ કરવો પડશે, એટલે છેલ્લા વર્ષમાં ક્લાસ મેળવવાની ઘણી મુશ્કેલી ઊભી થશે એ જ મને બીક છે. મને ઘણી આશાઓ હતી. પહેલા વર્ગમાં બી.એ. થઇ મારે ઘણું સાધ્ય કરવું હતું. હવે તો હું નસીબને આધીન છું; અને મારે તો ધીરજ અને હિંમતથી પુરુષાર્થ કરવો જ રહ્યો.

ગૂજરાતમાં ખળભળાટ છે; પંજાબમાં પણ તોફાન હશે જ. મુંબાઇ અને અમદાવાદે ગજબ કર્યો છે. છતાં હજુ સમાધાનીનાં રજમાત્ર ચિહ્ન નથી જણાતાં. પ્રભુ કરશે તે ખરું. આ પત્રને વાંચીને કોરે ન મૂકતા જરા વિચાર કરી જવાબ લખજે. તારો ભાઈ **જયન્તી**

૧૯

પ્રીતમનગર, એલિસબ્રિજ
અમદાવાદ : સ્વરાજ દિન–૧
બપોરના બાર

વહાલા ભાઈ,

આ પત્ર પછી તને બીજો પત્ર ક્યારે લખીશ તે કહી શકું તેમ નથી. હું અહીંઆં સૈનિક તરીકે જોડાઇ ગયો છું અને જેલ જવાની

વાટ જ જોઉં છું.

તને કાંઈ લખવાપણું ન જ હોય. તું તો સમજુ છે; છતાં તને લખવું ઘટે કે આ સમય એવો આવ્યો છે જયારે તારા જેવાએ પણ સૂટ ઉતારીને દેશી (ખાદી ન પહેરી શકે તો) પહેરવું ઘટે. વધુ નહિ લખું.

હું જેલમાં જાઉં તો કોઇ દિન યાદ કરજે ને પ્રભુ પાસે એટલી પ્રાર્થનાં કરજે કે પ્રભુ મને સહનશક્તિ આપે. તારો ભાઇ **જયન્તી**

## 'કલા' ને પત્રો*

૧

રોનારું ભીતરમાં રોતું, લ્હોનારું અંતર ના લ્હોતું,
દૂર સખી, તુજ હૈયું સાથે રોતું ને જોતું.

તને યાદ તો હશે જ કે હું મારા સિદ્ધાંતો પાછળ કેટલો ગાંડો છું. આ પણ એક એવો જ સિદ્ધાંત છે. સહન કરવું એ જ હું મોટામાં મોટું સુખ માનું છું. તું બહુ ભણી નથી! (અને મને તેનું દુઃખ પણ નથી થતું) નહિતર તને કલાપીની લીટીઓ લખત.

'વ્હાલી બાબા, સહન કરવું એ ય છે એક લ્હાણું.'

બાબા કલાપીનાં બેન હતાં. એ જયારે વિધવા થયાં ત્યારે આ શિખામણ કલાપીએ આપેલી. કદાચ મને દુઃખ થાય તો તું પણ રડે એ વાત હું જાણું છું; પરંતુ આ કાગળ વાંચીને એક પણ આંસુ તારી આંખમાંથી સરે એવી મારી ઇચ્છા નથી.

* સૂરત નિવાસ દરમિયાન ભાઇ જયંતીલાલે પોતાનાં પત્નીને લખેલા પત્રોમાંથી કેટલાક ઉપયોગી ફકરા અહીં ઉતારી લીધા છે.

૨

તારી ઉદાર ભાવનાઓથી મને જે આનંદ થયો છે તેવો આનંદ મને કદી તારા તરફથી થયો નથી. હું એ આનંદ વર્ણવી શકું તેમ નથી. એ વર્ણવવાનું મારામાં સામર્થ્ય નથી. તારો કાગળ વાંચીને મને પરમ સંતોષ થયો છે. એ કાગળમાં તારા અંતરનો નાદ છે. હૃદયની આશિષ છે. એ મેં સંઘરી રાખ્યો છે. એ તો હું જીવીશ ત્યાં સુધી રહેવાનો. બાબુભાઇ જ ભાગ્યશાળી છે એવું મારું કહેવું નથી. જગતમાં ઘણાએ હશે. મેં ભાઇ-બેનના નિર્દોષ આનંદ નિહાળ્યા છે. મને ઘણી વાર એનું દુઃખ લાગી આવે છે. મારે 'અમ્મા, વીરાને જાઉં વારણે રે લોલ' કહે એવી બેન નથી. બાબુભાઇને છે એટલા પૂરતા એ ભાગ્યશાળી ખરા કે નહિ? બેનની રક્ષા બંધાવવાના મને અભિલાષ છે; પણ મારે એ આનંદ પ્રેમ-સ્નેહ-ઊર્મિહારથી બાંધે એવી બેનની ખોટ છે એટલા પૂરતો હું નિર્ભાગી.

૩

બીજું અહીંઆં એક પ્રોફેસર હતા. મેં એમનું નામ અમદાવાદમાં સાંભળેલું. સૂરત કૉલેજમાં એમના તરફ વિદ્યાર્થીઓનો અત્યંત પ્રેમ હતો. એની વિદ્વત્તા અને રસિકતાએ આખી કૉલેજને ઘેલી કરી હતી. એ જાતે નાગર હતા. એમને એક યુવાન સ્ત્રી છે, એક પુત્ર અને પુત્રી છે. ગરીબ માબાપ છે. એમનું અવસાન ૨૭ વર્ષની ઉમરે થયું. એ વાતને આજ પંદર દિવસ પણ થઇ ગયા. કાઠિયાવાડના હોવાથી રવિભાઇને એમની સાથે ઘણો જ પરિચય હતો. તેથી રવિભાઇએ મારી સાથે પ્રણામ કહેવરાવ્યા હતા. એ પ્રણામ કહેવાનો સમય જ આવ્યો નહિ. મારા આવ્યા પછી ત્રણ દિવસમાં જ તાવથી એમનું મૃત્યુ થયું. મેં એમને નજરે જોયા નહોતા. પરંતુ એમની છબી આજ જોઇ. મેં એ ગત આત્માને નમસ્કાર કર્યા.

## ભાઈ જયંતિલાલ શાહે દોરેલાં

# ત્રણ રેખાચિત્રો







(૧) શ્રી. નૃસિંહ ચિંતામણી કેલકર.
(૨) ડૉ. જૅકબ. ઇ. સૉલૉમન.
(૩) ડૉ. જેમ્સ. એચ. કઝીન્સ.

૪

પણ આપણે એવાં ગાંડાંઘેલાં વચનો ન જ ઉચ્ચારવાં જોઇએ. જેવી આપણા ગત જન્મની કરણી તેવી જ આ જન્મની ફલપ્રાપ્તિ. મનુષ્ય જન્મે છે ત્યારથી જ સુખ દુઃખ સાથે લઇને આવે છે. એમાં કોઇનું ડહાપણ નથી ચાલતું. પ્રભુ હમેશાં દુઃખમાં જ સાંભરે છે. એટલે આનો એવો અર્થ નથી કે આપણે દુઃખી જ રહેવું. પણ દુઃખમાં પ્રભુને યાદ કરી તેની ક્ષમા યાચી આશીર્વાદ માગતાં રહેવું. બીજું, દુનિયામાં આપણે પરવા કોની છે? એક આત્મા, પરમાત્મા ને આત્માની અધિષ્ઠાત્રી દેવી—તે ત્રણ સિવાય જગતમાં કોઇની પરવા કરવી યોગ્ય નથી. પ્રભુનો ડર રાખવો. આત્માના અવાજને બને તેટલું અનુસરવું ને જેને એક વાર હૃદય દીધું તે પાછું ન લેવું એ જ મારી નીતિ છે. તેથી વધુ જગતમાં છે જ નહિ.

૫

આપણે પાસે હતાં ત્યારે આટલો સ્નેહ દેખાતો હતો? હું કહું છું નહિ જ. પણ તેથી એમ તો નથી જ કે એ પ્રેમ નહિ હોય. મનુષ્યના હૃદયમાં પ્રેમ હમેશાં જાગૃત સ્થિતિમાં નથી હોતો. ઘણી વાર સુષુપ્ત દશામાં હોય છે. પરંતુ હૃદયમાં જરા ક્ષોભ ઉત્પન્ન થાય છે ત્યારે એ પ્રેમ એકાએક જાગૃત થાય છે—એ પ્રેમ ઝબકી ઊઠે છે. આ સાધારણ—કુદરતી નિયમ છે. આજ આપણને એકબીજા માટે અતિ તીવ્ર લાગણી ઉત્પન્ન થઇ છે તેનું કારણ પ્રેમની જાગૃતિ જ છે. હવે એ લાગણી કદી જ વહી જાય નહિ. જ્યાં સુધી આપણે જીવન્ત રહીશું ત્યાં સુધી એ અસ્તિત્વમાં રહેશે. મૃત્યુ પછી તો શું થાય છે એ કોણ જાણે છે?

૬

તારો પત્ર ઓછામાં ઓછી આઠદશ વાર વાંચ્યો હશે. દરેક વેળાએ

એમાથી કંઈ નવીન મળે છે. આનો શો અર્થ? આ વખતે અમારે એક શ્લોક આવે છે: क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः। રમણીયતાનું સત્ય સ્વરૂપ તેના પ્રતિ પળે નવીન રૂપ ધારણ કરવામાં સમાએલું છે. એટલે વસ્તુ જો સુંદર હોય, તેને જોતાં જો માણસ ધરાઇ જાય તો એ વસ્તુ સુંદર ન જ ગણાય. દાખલા તરીકે એક ગુલાબનું ફૂલ લ્યો. એ ફૂલ આપણે હમેશાં જોઇએ છીએ, સૂંઘીએ છીએ, માથાની વેણીમાં પણ ગૂંથીએ છીએ. છતાં એની તરફ આપણને કદી જ કંટાળો આવ્યો છે? નહિ જ. અને એ સાચી સુંદરતા. તારો કાગળ તો નિત્ય નવીન છે.

૭

તારી સૌમ્ય મૂર્તિ મને પ્રેરણા પૂરે છે. તું કદાચ નહિ માને. પણ તરત જ પરીક્ષા માટે મહેનત કરવાનું મન થઇ આવે છે. કારણ હું સમજી શકું છું કે ભાગ્યવશાત્ આ વખતે કાંઇ થયું તો મારા કરતાં તમારા દિલને જે આઘાત પહોંચે એ મને અસહ્ય થઇ પડે. હું દુઃખી થાઉં એ મને ગમે છે, પણ મારે લીધે બીજું કોઇ પણ દુઃખી થાય એ મારાથી સહન ન થાય. દુનિયામાં કોઇ પણ મનુષ્યને બીજાને દુઃખી કરવાનો અધિકાર નથી.

# હૃદય-મંથન

[ રોજનીશી ]

તા. ૧૮-૬-૩૦

મંથનકાળ વહી ગયો. છેવટનો નિશ્ચય થઇ ગયો. અભ્યાસ છોડ્યો, શિષ્યવૃત્તિની લાલસા ગળી ગઈ, જીવનનાં અનેક મધુરાં સ્વપ્નો પર એક કાળી ચાદર પાથરી દીધી. ભૂતને ભૂલી ગયો છું; ભવિષ્યની આડે વર્તમાનની દીવાલ ઊભી છે. 'શું કરીશ ?' એ સવાલ જ ઊઠતો નથી. 'શું કરું છું?' એ જ માત્ર ઝંખના થયાં કરે છે. હું આજ 'વર્તમાન'નું જીવન જીવું છું.

ચાર દિવસ પર 'કૉલેજ'માં જવાનો નિશ્ચય અડગ હતો. એક જ દિવસમાં એ નિશ્ચય ડગ્યો. અંતરાત્માનો ધીમો ધ્વનિ—આત્માની કારમી ચીચિયારી સંભળાઇ: 'શું કરે છે ?' હું વિચારમાં પડ્યો. દેશ-ભક્તિની દીક્ષા લીધા પછી શું અભ્યાસની જંજાળમાં પડવું ઉચિત છે? હિંદનાં અસંખ્ય માણસો—સ્ત્રી પુરુષો—જ્યારે સંસારના વૈભવો મૂકી જેલમહેલમાં જાય છે, ત્યારે શું મારે સરકારી શાળામાં જવું લાજમ છે?—નહિ જ. એ ઘડી પુણ્યની હતી. બાપુજીનો સંદેશ યાદ આવ્યો: 'જે માણસ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે તેને પોતાનો રસ્તો સ્પષ્ટ સૂઝે છે.' મને ઈશ્વર ઉપર અખૂટ શ્રદ્ધા છે; અને પ્રભુએ જ મને મારો સ્પષ્ટ રાહ બતાવ્યો છે, તો શું મારે તે રાહમાંથી ચળવું ઉચિત છે? નહિ જ. મેં અભ્યાસ તો છોડ્યો જ. જ્યારે વળી ઈશ્વરેચ્છા હશે ત્યારે અભ્યાસગૃહનું—શાળાનું મુખ જોઈશ.

ભૂખે મરી શકાતું હોત તો જરૂર દરેક માણસ જગતમાં સુખી હોત. કોઇને કાંઈ કમાવાની—પેદા કરવાની ચિંતા જ નહિ, ત્રાસ નહિ; એટલે

બધાં જ સુખી. પણ એમ નથી બનતું. ઈશ્વરે માણસને પ્રકૃતિથી જ કર્મશીલ બનાવ્યો છે, અને એમ બનવાની 'પેટ' ફરજ પાડે છે. મારે પણ કાંઇ પણ ઉપાર્જિત તો કરવું જોઇએ ને ? બે દિવસથી એક જગાએ ભણાવવાનું શરૂ કર્યું છે. માસિક ૨૫) રૂપિયા મળશે. એ કાંઇ ઓછું ન કહેવાય. કદાચ પ્રભુની કૃપા થાય ને બીજું એક સારું સ્થળ જડે તો જીવ નચિંત બને. ઈશ્વર દયાળુ છે. એને માણસ કરતાં પણ જગતની વધારે કાળજી છે. એ મારશે તો જીવાડશે કોણ ?

તા. ૨૧-૬-૩૦

આજે 'ધરાસણા ડે'. ૧૭૦૦ સૈનિકોના માનમાં આજે ઉઘાડે માથે જબરદસ્ત સરઘસ નીકળ્યું. કહેવાય છે કે આસ્તોડિયા ચકલામાં છેલ્લો માણસ હતો ત્યારે રાષ્ટ્રીય ધ્વજ વિક્ટોરિયા ગાર્ડન આગળ ફરકતો હતો. રાત્રે ૮-૩૦ વાગ્યે દરિયાપુરમાં હડીના ચોરે હું ભાષણ આપવા ગયો. રા. જીવણલાલ દીવાનનું છાપેલું ભાષણ જ વાંચવાનું હતું; છતાં મારી બુદ્ધિ અનુસાર પ્રસ્તાવ, ઉપસંહાર અને ભાષણ દરમિયાન સમજૂતી કરી.

હૉસ્પિટલના કામ પરથી કૉલેજ બહિષ્કારમાં નિમણૂક થઇ. પકડાવાની અફવા પણ ઘણી છે. બીક પણ લાગે છે. જ્યારે દેશને સાચા હૃદયથી કામ કરનાર જ જોઇએ છે તે વેળા પકડાઈ જવું એ મને જરા યે ગમતું નથી. પકડાવાનો સમય ગયો. હવે તો આ લડતને નિભાવવા માટે જેલમાં ન જવું એ અગત્યનું છે. ત્યાં ગયા પછી શું દેશસેવા થવાની ?

મનોવૃત્તિ પર કાબુ નથી રહેતો. સાયંપ્રાર્થના અને પ્રાતઃસ્મરણ કરવાની તીવ્ર ઇચ્છા થાય છે; વાંચન કરવાનું પણ ઘણું મન થાય છે. પરંતુ અત્યારે જાણે સમય જ નથી—મન ચોંટતું જ નથી. શરીર પણ અવ્યવસ્થિત થઇ ગયું છે, તંદુરસ્તી સારી નથી. શ્રીમતી ઘેર ગયાં

છે, એટલે ખાવાપીવાનો પણ નિયમ નથી જળવાતો.

આજે નીચેના પત્રો આવ્યા છે: Star Bulletin—July, 1930; Romesh G. Vyas; Character from B. Association; Joe; Arnold, America.

કોઇને જવાબ આપ્યો નથી.

તા. ૨૪–૬–૩૦ મંગળ

આજે સાઇમન રિપોર્ટ બહાર પડ્યો. સંસ્થાનિક સ્વરાજનું સ્વપ્નું ઊડી ગયું. માત્ર પ્રાંતિક સ્વતંત્રતા—**Provincial autonomy** આપવાની સૂચના જાહેર થઇ છે. આ લડત હવે વધારે તીવ્ર થશે. લોકોમાં જાગૃતિ સાથે ઝનૂન પણ ઘણું જ આવ્યું છે. બળવો ક્યારે ફાટી નીકળે તે કહી શકાય એમ નથી. આ લડતને પ્રભુ જેમ દોરે તેમ ખરો!

આજે ચીનુભાઈ પકડાયા. વિના કારણે પોલિસની આંખે ચડવામાં એમણે ભુલ તો કરી જ છે, છતાં એમની નીડરતા તો જરૂર પ્રશંસનીય છે.

આજે કૉલેજનો મામલો બરાબર જામ્યો હતો. ચાર-પાંચ વિદ્યાર્થીઓ અંદર ગયા હતા. પોલિસને વારંવાર ત્રાસ પડ્યો હતો—દોડાદોડ કરવી પડતી. સૈનિકો સૂઇ ગયા હતા છતાં જનાર તો ગયા. શરમ! આખી ફિલ્મ ભરીને ફોટોગ્રાફ પાડ્યા છે. પ્રિન્ટ કાઢ્યા પછી ખબર પડે કે પરિણામ શું આવ્યું. સારું આવશે એમ આશા છે.

મન પર કાબુ નથી રહેતો. શરીર સારું નથી. બહારનું ખાધા વિના ચાલતું નથી અને શરીર કેમ સારું રહે? ઘેર તો ખાવા જતો નથી. કૉલેજ બહિષ્કારનું પણ ખૂબ કામ નથી કરતો. બીજું કામ નથી થતું. આખો દિવસ નકામો જાય છે, એમ કહું તો ખોટું ન ગણાય.

'Further Milestones of Gujarati Literature' પુસ્તક વાંચું છું. નિયમિત વંચાતું નથી.

રમેશ વ્યાસ, શીરીન કાંગા, ઘેલુ દેસાઈ, Miss Fanny Miranda, Denmark ને ગઇ કાલે કાગળ લખ્યા. કોઇનો પત્ર આવ્યો નથી.

ફોટોગ્રાફીમાં ઘણા પૈસાનું ખરચ થાય છે. રસ પડયો છે, કામ સારૂં થાય છે. હસ્તગત થશે.

તા. ૨૮–૬–૩૦

૧લી તારીખે આ મકાન ખાલી કરી બીજે જવાનું. આજ સુધી કદી જંપીને—ઠરીને હું બેઠો હોઉં એમ મને સાંભરતું નથી. શું આખી જિંદગી આમ ચિંતામાં—દોડધામમાં જ જશે? છેલ્લાં વરસ–બે વરસથી તો શાંતિ શું તે સમજ્યો જ નથી. હજુ અશાંતિ જ છે. એક પછી એક ચિંતા ઊભી થયાં જ કરે છે. . . . નું શરીર દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે. મારો અભ્યાસ અટકી ગયો. પૈસા પેદા કરવાની ચિંતા પણ થઈ છે જ. ઘેર જવું ગમતું નથી, અને પારકે પૈસે બંગલામાં રહેવું જીવ કબૂલ કરતો નથી. આ સ્થિતિમાં પૈસા પેદા કર્યા સિવાય છૂટકો કયાંથી થાય? અને શાંતિથી વિચાર કરવા સરખો યે સમય નથી. સૈનિક થયા પછી સૈનિકની ફરજ બજાવ્યે જ છૂટકો છે, એ વિચારે હું દેશનું કાર્ય પણ ટાળી શકતો નથી. હમણાં કૉલેજમાં ખૂબ ધમાલ થઇ ગઇ. ગઇ કાલ તો હું પણ ગિરફતાર થવા તૈયાર થઇ ગયો હતો. પણ તક ન મળી. ધર્મસંકટ ઊભું થયું છે. શું કરવું એ વિચાર આખો દિવસ મનમાં ઘૂમરાયા કરે છે. આજે જીવ અશાંત થઇ ગયો છે—મૂંઝાઇ ગયો છે. શાંતિ શોધી જડતી નથી. આશ્વાસન આપનાર પણ મારી પાસેથી જ આશ્વાસનની આશા રાખે છે. કદાચ એ મારૂં અહર્નિશ હસતું મુખ અને બાળક જેવું તોફાન જોઇ અંતરની વ્યથા નહિ પારખી શકતાં હોય. કયાંથી પારખે? ઇશ્વરે એની તંદુરસ્તી હરી લઇને

મને અને એને જગતમાં ઓશિયાળાં–દુ:ખી બનાવ્યાં છે. શું ઇશ્વરમાં પણ દયા નહિ હોય?

ગીતાનો શ્લોક યાદ આવે છે: अशांतस्य कुतः सुखम्. ખરેખર, અશાંત માણસને ક્યાં ય સુખ નથી જ. જાણે, મને જગત પર નિર્મોહ થયો છે. જગત અકારું લાગે છે. હું નિરાધાર–પામર બની ગયો છું. ભવિષ્યની આશાઓ ઊડી ગઇ છે. 'શું થશે', 'શું કરીશ' એમ જ થયાં કરે છે. નથી કોઇ મિત્રનો કાગળ, નથી કોઈ વહાલાનો દિલાસો. પણ... અશાંત માણસને કાગળ શું?—દિલાસો શો? મનની વ્યથા કોણ જાણે? આજે ઊભરો ઊભરાઇ ગયો છે—આજે ચિંતા કાગળ પર ચીતરાઈ રહી છે, હ્રદય હલવાય છે.

૧૦–૧૫ દિવસથી તો ઘર પણ સ્મશાન જેવું થઈ ગયું છે—જાણે આત્મા વિનાનું ખોળિયું.

કાલે Joe Arnold, Americaને પત્ર લખ્યો.

તા. ૧લી જુલાઈ ૧૯૩૦ મંગળવાર

આજે નવા ઘરમાં બેઠો છું. જગા ઘણી જ સુંદર છે, પણ પાણીનો ત્રાસ ઘણો છે...... પણ શું કરવું? બધું જ ધારેધારે વ્યવસ્થિત થઇ જશે. કામ કરનાર રાખવાથી આ પીડા ટળી જશે.

જીવ જરા શાંત થયો છે; પણ ચાલુ લડતને અંગે સ્થિરતા નથી રહેતી. 'હવે શું થશે?' એ સવાલ ઊભો જ રહે છે. ગઇ કાલે શ્રી મોતીલાલ નેહરુને પકડ્યા. આજે શહેરમાં સખત હડતાલ હોવાનું સંભળાય છે. કૉલેજમાં શાંતિ છે.

ગઇ કાલે અને પરમ દિવસે વડોદરા જઇ આવ્યો. ત્યાંથી કોઇ સમાચાર લાવ્યું કે '...ત્યાં છે; .....' જતાં જતાં ગાડીમાં અનેકવિધ

કલ્પનાઓ થઇ 'શું કરતો હશે?' અંતઃકરણ ભરાઇ આવતું હતું. ત્યાં પહોંચ્યો, પણ એનો પત્તો ન લાગ્યો. આખરે કંટાળીને બીજે દિવસે ત્યાંથી ચાલી નીકળ્યો. ગમે તેવો પણ . . . છે. એ વિચારે આંતરડી કકળી ઊઠી. આંખમાં એક અશ્રુબિંદુ આવીને ઠરી ગયું. ભ્રાતૃભાવની પ્રથમ ઝાંખી મને ત્યારે થઇ.

આજે પ્રો. કાંગાનો પત્ર આવ્યો.

તા. ૫-૭-૩૦ શનિ

રાત્રિ છે. બહાર ટમ્‌ટમ્‌ વરસાદ ટમકે છે. ઘર ભર્યુંભર્યું છે. સાયંપ્રાર્થના હમણાં કરી; ભજનો ગાયાં; છતાં જીવની અમૂંઝણ મટતી નથી. એક પછી એક ઘટના એવી બને છે કે મનમાં અશાંતિ જ રહે. બેત્રણ દિવસથી 'અભ્યાસ'ના વિચારો આવ્યા કરે છે. વિદ્યાભ્યાસ છોડીને મેં ઘણો ભોગ આપ્યો છે—ન આપવા જેવો ભોગ આપ્યો છે એમ મને લાગ્યા જ કરે છે. મનમાં એમ પણ વિચાર આવે છે કે 'એ ભૂલ જ થઇ છે.' કદાચ એમ પણ હોય. પરંતુ હમણાં એનો કાંઇ જ નિર્ણય થઈ શકે એમ નથી. રાજદ્વારી વાતાવરણ દિવસેદિવસે ભીષણ થતું જાય છે. એક પછી એક નેતાઓ પકડાય છે. આજે બાબુ રાજેન્દ્રપ્રસાદ (પટના) પકડાયા; ગઈ કાલે શ્રીમતી લીલા મુનશી પકડાયાં. સૈનિકોનો ઉત્સાહ પણ મંદ પડી ગયો છે! શું થશે એ કોઇ કહી શકે એમ નથી. કૉલેજમાં પિકેટિંગ જરા નરમ થયું એટલે ૪૦-૫૦ વિદ્યાર્થીઓ રોજ જાય છે. સોમવારથી કડક પિકેટિંગ કરવાનો વિચાર ચાલી રહ્યો છે. જે થાય તે ખરું. મારાથી નથી બહાર રહેવાતું, નથી અંદર જવાતું. ઘણી વિલક્ષણ સ્થિતિ ઊભી થઇ છે. હાલ તો એવો વિચાર કર્યો છે કે ચાલુ વર્ષનો અભ્યાસ ઘેર કરવો, અને કૉલેજમાં

આવતે વર્ષે જવું. પછી તો ઈશ્વરની ઇચ્છા હશે તેમ થશે.

ફોટોગ્રાફીમાં ખરચ ઘણું આવે છે. હમણાં તો કામ મંદ છે. વિના ઉપયોગે દુર્વ્યય કરવો એ પણ શા કામનું? તો પણ હાથ ઠીક જામ્યો છે. ધીમેધીમે સુંદર કામ થશે એવી આશા બંધાઇ છે.

નવું મકાન ઘણું જ સારું નીવડયું. વાતાવરણ પણ શાંત છે—સુંદર છે. પાણીની સગવડ પણ થોડા દિવસમાં થઈ જશે એમ લાગે છે. બોરિંગમાં આજે પાણી આવ્યું છે એટલે બીજા ૨૦-૩૦ દિવસમાં સુખ થઇ જશે.

આજે બાલુને પત્ર લખ્યો છે.

તા. ૭-૭-૩૦ બપોરના ૩II

હમણાં હું કૅાલેજમાંથી છેલ્લી સ્કૅાલરશિપ લઇ આવ્યો. 'છેલ્લી સ્કૅાલરશિપ' એ શબ્દ બહુ અકળાવે છે. જાણી જોઇને છોડેલો વિદ્યાભ્યાસ, કૅાલેજ,—બધો આપેલો ભોગ તદ્દન નિરર્થક લાગે છે. બધા જ—મોટેભાગે વિદ્યાર્થીઓ—બીજી કૅાલેજમાં જઇ બેઠા; થોડા અહીં પણ જાય છે; નથી જતા માત્ર થોડા જ. એમાં યે મારી સ્થિતિ દુઃખદ છે. મન મનાવ્યું માનતું નથી. અભ્યાસ છોડયો એ મૂર્ખાઇ છે એમ મને ઘડીએ ને પળે લાગ્યા જ કરે છે; અને છતાં યે મારે માટે તો આ કૅાલેજનાં દ્વાર બંધ થઇ ગયાં છે. કદાચ કૅાલેજના પિકેટિંગ વગેરેમાં આગળપડતો ભાગ ન લીધો હોત તો કૅાલેજમાં જવા જેટલી હિંમત પણ થઇ શકત. હવે તો માત્ર જીવ જ બાળવાનો રહ્યો.

આમાં શો ઈશ્વરી સંકેત હશે એ કોણ જાણે? પ્રીવિયસમાં નાપાસ થયો ત્યારે પણ જીવ મૂંઝાતો હતો. પણ બીજે જ વર્ષે તથા ઇન્ટરમાં એનો ફાયદો પ્રત્યક્ષ થયો. કદાચ આ પણ એ માટે જ કેમ ન હોય?

# જીવન-સ્મૃતિઓ



### પ્રવાસીની પ્રાર્થના

ખેંચો મને જ્યોતિના પ્રકાશમાં રે લોલ;
જ્યોતિના પ્રકાશ દૂર દૂર જો. ખેંચો૦
અંગનાં ચૈતન્ય મારાં ઓસરે રે લોલ;
કાયા કંપે ને ભમે શીશ જો. ખેંચો૦
આંખોનાં તેજ ઢળી જાય છે રે લોલ:
કાને નવ શબ્દ સંભળાય જો. ખેંચો૦
લાકડી ડગે ને કર થરથરે રે લોલ;
ડગલું ના એક ભરાય જો. ખેંચો૦
આશાનું એક કિરણ દૂર દૂર લોલ:
તિમિરપટલ વીંટળાય જો. ખેંચો૦

# છેલ્લી પળો

મોટરનો ભયંકર અકસ્માત બન્યા બાદ જ્યારથી ભાઈ જયંતીલાલને હૉસ્પિટલમાં લાવવામાં આવ્યા ત્યારથી તે તેમનો અમર આત્મા સ્થૂળ દેહને છોડીને ચાલ્યો ગયો ત્યાં સુધી હું તેમની સેવામાં હાજર હતો. તે દરમિયાન જે જે બનાવો અને દશ્યોનો હું સાક્ષી થયો એ સૌનો ટૂંક અહેવાલ હું અહીં રજુ કરું છું.

શરીરે અત્યંત ઘવાયેલા હોવા છતાં પણ એમની મુખમુદ્રા ઉપર ગંભીરતા, શાંતિ અને હિંમત ચોખ્ખાં દેખાતાં હતાં; અને જોનારને તો એમ જ લાગતું હતું કે થોડા દિવસમાં તેમને આરામ થઇ જશે.

વળી તેમના બોલમાં જે મિઠાશ અને શ્રદ્ધા નજરે પડતી હતી તે એમની જિંદગીના અંત સુધી એમની એમ રહી. રાત્રિના દશ અગિયાર વાગ્યાનો શુમાર થયો હશે. સગાંવહાલાં તેમના ખાટલાની આજુબાજુ વીંટળાઇ વળ્યાં હતાં. તે વખતે દાક્તરે આવીને કહ્યું કે 'તમે બધાં ઘેર ચાલ્યાં જાઓ. માત્ર જરૂર પૂરતાં બેત્રણ માણસો અહીં રહી શકશો.' જ્યારે આ શબ્દો ભાઇ જયંતીલાલે સાંભળ્યા ત્યારે તે માત્ર એટલું જ બોલ્યા કે 'ભાઇ, તેઓ અહીં ફોગટનાં આવ્યાં નથી, પણ પ્રેમને વશ થઇને આવ્યાં છે. તેઓ બધાં હમણાં ચાલ્યાં જશે.' ખરેખર, આ શબ્દો તેમના જીવનમાં સાક્ષી રૂપ છે કે ભાઇ જયંતીલાલનું હૃદય કેટલું પ્રેમાળ હશે!

સગાંવહાલાં ખિન્ન હૃદયે વિખરાયાં. નિકટનાં સંબંધીઓ તો ત્યાં જ

રહ્યાં. ત્યાર પછી મારા પિતાશ્રી ભાઇ જયંતીલાલના ખાટલા નજીક ગયા ને પૂછ્યું, 'જયંતીલાલ તમને કેમ છે? હું અહીં રહું?' તેઓ બોલ્યા, 'ના ના. તમે ખુશીથી ઘેર જાઓ. મને ઘણું જ સારૂં છે. તમે કોઈ ફિકર ના કરશો. હું તો ચાર દિવસમાં સાજો થઇ જઇશ.' આ શબ્દોથી અમારાં ભગ્નાશ હૃદયો સાંત્વન પામતાં હતાં. પણ અંતરાત્માની ઝીણી ચીચિયારી તો સંભળાતી જ હતી; ને એમ જ લાગતું હતું કે હમણાં કોઇ ઝઝૂમતું દુઃખ આવી પડશે. રાત્રિ પોતાનું કામ કર્યે જતી હતી. સગાંવહાલાં જયંતીલાલના ખાટલાની નજીક જ હતાં. એટલામાં તેમણે મને પૂછ્યું, 'બાબુભાઈ, મારા શરીરના કોઇ પણ ભાગ ઉપર ખોડ આવે એવું તમને લાગે છે?' મેં કહ્યું, 'ના ભાઇ, એવું તો ખાસ કાંઇ જણાતું નથી.' તેમણે હાથ પગ ઊંચા કરી જોયા ને મનથી ખાતરી કરી કે હાથે પગે કાંઇ ખોડ આવશે નહિ. ત્યાર બાદ પાસું ફેરવવા માંડ્યું. પણ અફસોસ! પાસું એ ન ફેરવી શક્યા. મને કહ્યું, 'બાબુભાઇ, પાસું તો નથી ફેરવી શકાતું.' મેં કહ્યું, 'ભાઇ, આટલું બધું વાગેલું એકદમ તો ક્યાંથી મટી જાય? પણ ધીરેધીરે સારૂં થશે.' આથી ધીરજ આવી અને એ બોલ્યા, 'હા હા, એ તો ધીરેધીરે મટશે. ને આપણે ક્યાં કોઇનું બગાડ્યું છે તે નહિ મટે?' ખરેખર, આ શબ્દોએ તો હદ વાળી નાખી. મરણ પાસે હોવા છતાં પણ ઉપરના શબ્દો શું એમના આત્માની પવિત્રતા નથી સૂચવતા? એટલેકે, જ્યારે મનુષ્યનું મરણ પાસે હોય છે ત્યારે તેને ઘણા વિચારો આવે છે ને સારાંખોટાં જે કર્મો કર્યાં હોય તેનાં દશ્યો તેની દૃષ્ટિ સમીપ એક ફિલ્મની માફક આવીને ચાલ્યાં જાય છે. કર્માનુસાર તે દશ્યોની અસર તેના મુખ ઉપર પડે છે અને જોનારને સહજ ખ્યાલ આવે છે ખરો કે તે વ્યક્તિના મુખ ઉપર પશ્ચાત્તાપની છાયા ઢળેલી છે કે શાંતિ અને ગંભીરતા છે. હું એમ શંકા વગર કહી

શકું કે ભાઇ જયંતીલાલના મુખ ઉપર શાંતિ અને શ્રદ્ધા સ્પષ્ટ દેખાતાં હતાં. તો શું, પ્રભુને એ નિર્દોષ આત્માને આટલો દુઃખી કરવાનું કાંઇ પ્રયોજન હશે? ના ના, પ્રભુ તો જે કરતો હશે તે સારૂં જ કરતો હશે. પણ આ બનાવથી તેમનાં સગાંસંબંધીઓને પ્રભુની કળા ન સમજાય એ પણ સ્વાભાવિક છે ને તેથી તેમને દુઃખ પણ લાગે.

રાત્રે બાર વાગ્યે ભાઈ જયંતીલાલને ફરીથી ડ્રેસિંગ રૂમમાં ખસેડવામાં આવ્યા હતા. ત્યાં તેમની શારીરિક તપાસ થયા ઉપરાંત ક્લૉરોફૉર્મ પણ આપેલું હતું. ત્યારબાદ પાછા તેમને મૂળ જગ્યાએ લાવવામાં આવ્યા હતા. આ વખતે મને ખાતરી હતી કે તેમને ભાન નહિ હોય, પણ થોડી જ વારમાં તેમણે મને બોલાવ્યો ને ધીમેથી કહ્યું, 'બાબુભાઇ મને ભાન છે હોં, તમે કોઇ ગભરાશો નહિ.' મેં કહ્યું, 'સારૂં ભાઇ, તમે હાલમાં તો કાંઇ બોલશો નહિ, પણ સૂઇ જ રહો.' આ વખતે હું તથા મારી બેન તેમની નજીક જ હતાં. તેઓ તેમના ઓશીકા આગળ બેઠાં હતાં. હું ખુરશી ઉપર તેમના ખાટલાની નજીક જ હતો. મારી બેન આશ્વાસન આપતાં હોય તેમ જયંતીલાલની છાતી ઉપર ધીમેથી હાથ ફેરવતાં હતાં. આથી તેમને ઘણું જ સારૂં લાગતું હતું. તેના પ્રત્યે તે માત્ર એટલું જ બોલ્યા કે 'હવે તું મારી સેવા કરજે.' પણ અફસોસ! પ્રભુએ તેમ પણ ન થવા દીધું. મેં પૂછ્યું, 'ભાઇ, પાણી પીવું છે?' તેઓ બોલ્યા, 'ભાઇ, ક્લૉરોફૉર્મ આપ્યું છે એટલે પાણી તો ન જ પીવાય.' આ વચનો મનની દૃઢતા અને જીવવાની આશા સૂચવે છે.

રાત્રિ તો ઘણી જ ભયંકર લાગતી ને દુઃખના ભણકારા તો ચોગરદમ સંભળાતા હતા. તે વખતની ભાઇ જયંતીલાલના જીવનની એક નોંધવા જેવી વસ્તુ છે. રાત્રિના બાર–એકનો શુમાર થયો હશે એવામાં તેમના ખાટલાની સામેના ઝાડ ઉપર એક કોયલે જાણે આક્રંદ કરતી

હોય તેમ મોટા સ્વરથી વાતાવરણને ગજવી મૂક્યું. અમારાં હૃદયોને તો એ જાણે આવનાર ભયનું સૂચન કરતી હોય તેમ જ લાગતું હતું. જોકે સ્વાભાવિક રીતે કોયલના સ્વરમાં આર્દ્રતા ને મિઠાશ હોય છે, પણ તે વખતે તો ખરેખર તેના સ્વરમાં નરી કર્કશતા જ ભાસતી હતી, ને એમ થતું હતું કે આ વખતે કોયલ ના બોલે તો સારૂં. આ રીતે તેણે સવારના છ વાગ્યા સુધી બોલવું ચાલુ જ રાખ્યું હતું. ભાઇ જયંતીલાલે એક 'કોયલડી' નામનું કાવ્ય પણ લખેલું છે અને એના ભાવ પરથી સ્પષ્ટ સમજાય છે કે તેમને કોયલ પ્રત્યે ઘણો જ પ્રેમ હતો. તો શું, તેનું મૃત્યુ જાણીને તે કોયલે આમ કર્યું હશે? એ તો પ્રભુ જાણે!

રાત્રિના ત્રણેક વાગ્યાનો શુમાર હશે. દાક્તરે મને બોલાવ્યો ને કહ્યું, 'તમે જયંતીલાલને સમજાવીને જે ટચૂબ અમે રાખવા સૂચવેલી છે તે રખાવો કે જેથી તેઓ **stimulate** રહી શકે; કારણ કેસ ભયંકર છે, ને વધુમાં તેમની નાડી પણ બરોબર ચાલતી નથી.' મેં જેમતેમ જયંતી-લાલને સમજાવ્યું ને ટચૂબ રખાવી. પણ થોડી વાર પછી તેમણે એ કાઢી નાખી, કારણ તેથી એમને અત્યંત દર્દ થતું હતું. લગભગ પંચાવન જગાએ શરીર ઉપર ઘવાયેલા ને વધુમાં તેમની અંદરની 'બ્લૅડર' પણ તૂટી ગઇ હતી. ખરેખર, શરીરની અત્યંત મજબૂતાઇને લીધે જ તેઓ આટલો વખત જીવી શક્યા હતા. આટલું બધું વાગેલું હતું તેમ છતાં પણ તેમના બોલમાં તો અખૂટ શ્રદ્ધા હતી, ને એમ લાગતું હતું કે મટશે પણ વાર લાગશે ખરી. તેવામાં તેમણે મને બોલાવ્યો ને કહ્યું, 'બાબુભાઇ, મને જરા ઠીક થયા બાદ ઘેર ન લઇ જતા, પણ બંગલે જ લઈ જજો કે જેથી ખુલ્લી હવાને લઇને હું એકદમ સાજો થઇ જાઉં. ભાઇ, મેં શું ધાર્યું હતું ને શું થઇ ગયું?' મેં કહ્યું, 'ભાઈ, તમને

જરા ઠીક થયા પછી આપણે જરૂર બંગલે જ જઇશું.' આ રીતે અમારાં એકબીજાનાં હૃદયો સાંત્વન પામતાં હતાં. પણ પ્રભુએ કંઇ જુદું જ નિર્માણ કર્યું હશે! એને કોણ મિથ્યા કરે? વાચકને સ્વાભાવિક એમ થાય કે જે માણસને આટલું બધું વાગ્યું હશે તેને આટલી હિંમત હોવાનું શું કારણ હશે? જ્યારે મેં એમને કહ્યું, 'ભાઇ, દાક્તરો તમારા માટે બહુ જ મહેનત ઉઠાવે છે.' ત્યારે તેઓ બોલ્યા, 'મેં પણ એક વખત આવું જ કામ કર્યું છે. હું તેમનો ઉપકાર માનું છું.' આ ઉપરથી મને લાગે છે કે જ્યારે ભાઇ જયંતીલાલ વૉર હૉસ્પિટલમાં કામ કરતા હતા ત્યારે એવા ઘણા યે ખાટલાવશ સૈનિકો તેમણે જોયા હશે ને એવા કેટલા યે તેમની આંખ તળે સાજા થયા હશે; અને તેથી જ તેમને એમ શ્રદ્ધા હતી કે હું અમુક વખત સુધી પીડાઇશ, પણ મટશે એ ચોક્કસ.

એ અત્યંત ભયંકર લાગતી રાત્રિ પસાર થઇ ગઇ. દાક્તરોને તો એમ જ લાગતું હતું કે દરદીની રાત જવી પણ મુશ્કેલ છે. પણ તે ચાલી ગઇ. અમારા જીવમાં જીવ આવ્યો. મને પણ શ્રદ્ધા આવી. જેમ જ્યોતિ અંધકારનો નાશ કરે છે તેમ સૂર્ય પણ અમારા દુઃખનો નાશ કરવા ઊગ્યો. પણ તે થોડી જ વાર. સવાર થતાં મારાં માતુશ્રીએ ભાઇ જયંતીલાલને ચા આપી. તે એમણે સૂતાંસૂતાં પીધી. ત્યાર બાદ કમ્પાઉન્ડરે તેમના ઘા સાફસૂફ કરી ફરીથી પાટા બાંધ્યા.

લગભગ સવારના નવ વાગ્યા હશે. ખબર કાઢવા આવેલાં મિત્રો તથા સંબંધીઓનો એમણે દૃષ્ટિથી સત્કાર કર્યો ને કેટલાકનાં નામ પણ લીધાં. થોડી વાર પછી તેઓ ગયાં અને મને સૂચવતાં ગયાં કે 'અમે જમીને હમણાં આવીએ છીએ.' તેઓને પણ એમ લાગ્યું હતું કે ભાઈ જે.ટી.ને મટશે ખરું, પણ બેત્રણ માસ થશે.

ત્યાર પછી મારાં માતુશ્રી જયંતીલાલને ફરીથી ચમચી વડે ચા

આપતાં હતાં ત્યારે ભાઇ જયંતીલાલ બોલ્યા, 'તમે આ ધીરેધીરે શું આપો છો? સામટી આપોને?' આ તેમના જીવનના છેલ્લા શબ્દો હતા. આમ કહેતાં કહેતાં તેમનો જીવ ગભરાયો ને ગળામાંથી ગરડીની માફક સહેજ અવાજ આવ્યો. આ વખતે હું ત્યાંના દાક્તરને બોલાવવા ગયો. સગાંવહાલાં તો તેમની આજુબાજુ જ હતાં. આ વખતે મારી બેન દાક્તર જલદી આવ્યા નહિ એમ ધારીને અને તે દશ્ય નહિ જોવા-યાથી એકદમ મોટર લઇને દાક્તરને બોલાવવા શહેરમાં ગયાં. પણ અફસોસ! તેઓ દરવાજા બહાર પહોંચ્યાં તે પહેલાં તો ભાઇ જે.ટી.નો અમર આત્મા એક સેકન્ડમાં ચાલ્યો ગયો. આંખોના બે ડોળા જ ફક્ત ઊંચા થયા ને પાછા બંધ થઇ ગયા. આ રીતે તેઓ એક ગાઢ નિદ્રામાં સૂતા ન હોય તેમ દીસવા લાગ્યું. આશરે દશ વાગ્યાનો શુમાર હશે. દાક્તર સાથે મારી બેન આવ્યાં પણ દીપક તો બૂઝાઇ ગયો હતો. ઓ પ્રભુ! એ ગત આત્માને શાંતિ હો. ૐ શાંતિ.

**બાબુભાઇ**

# જે.ટી.

સ્વ. જયંતીલાલ યુવાન વર્ગમાં 'જે.ટી.'ના ટૂંકા નામથી જાણીતા હતા. મારો તેમની સાથેનો પરિચય બહુ ગાઢ ન હતો; પણ જે પરિચય હતો તેમાં તેમણે મારા મન ઉપર તેમની શક્તિ, ગગનચુંબી ભાવનાઓ, ઊંચી અભિલાષાઓ અને સુંદર લેખનશક્તિની ઊંડી છાપ બેસાડી હતી. એમની સાથેની વાતચીતના વખતે મને લાગતું કે આ નવું ફૂલ ઊગી રહ્યું છે અને જ્યારે તે પૂર્ણ પ્રફુલ્લ થશે ત્યારે તેની સુવાસથી સારા સાહિત્ય-જગતને આનંદનો મોહ ઉપજાવશે.

સ્વ. જયંતીલાલ બધી બાજુએ દોડધામ કરતા. રસ્કિનના કહ્યા મુજબ તેઓ સતત પ્રયત્ન કર્યા કરતા. 'You must dig painfully to find any.' આ કથન મુજબ પોતે કાંઇ અવનવી વસ્તુ હાથ પર આવી ચડે તો તેમાંથી ગૂઢ સાર કાઢવાને બહુ પ્રયત્ન કરતા. તાત્પર્ય એ કે તેઓ જ્ઞાનના ભૂખ્યા હતા.

ઘડીમાં ચિત્રની ખટપટમાં રોકાતા તો ઘડીમાં ફોટોગ્રાફીના કામની ગૂંચવણમાં પડતા. આ ઉપરાંત તેઓ ફિલ્મના ક્ષેત્રમાં પણ પોતાનાથી બને તેટલો હિસ્સો આપવાની આશા રાખતા. હું આ હેઠળ એક પ્રસંગ વર્ણવીશ; જેમાંથી સીનેમા ફિલ્મો સારી, સંસ્કારમય અને નીતિમય થાય એવી તેમની જબ્બર આશા ઉપર તરી આવશે. આશા જન મધ્યે કે આશા મન મધ્યે—આશા એ જ જીવન છે. આશાના દીપક અમર છે. પણ આશાની વાસનાવાળા નાશવંત છે. તે જ આશાવાદી યુવક આશાનાં સ્વપ્ન સેવતો અકસ્માતથી ગયો !

જગત ઉપર રાત્રિની કાળી કામળી પથરાઈ ગઈ હતી. એ કાળી કામળીમાં બેસાડેલા હીરાઓ ઝબકતા હતા. કવિ પોતાની કલ્પનામાં

ઈશ્વરદત્ત પળની રાહ જોઇને બેઠો હતો. આ સમયે સ્વ. જયંતીલાલ પોતાના અભ્યાસગૃહની અંદર મારી સાથે પોતે લખેલી એક સદ્ગુણમય ફિલ્મ વાંચી રહ્યા હતા. તેમનો સમાજને સુધારવાનો વિચાર કેળવાએલો હતો. જો તેઓ જીવ્યા હોત તો સમાજસેવાની પોતાની પુષ્ટ આશાને અનિવાર્યપણે અમલમાં મૂકી શકયા હોત. એ વાંચતી વખતે તેમની છાતી જાણે ગજગજ કૂદતી ન હોય એમ મને લાગતું હતું. કારણકે સમાજસેવાની ધગશ એમનામાં બહુ જ ઉછાળે ચડી હતી. તે અણઆદર્યાં આદરવાને તૈયાર હતા. પણ હા, તે ગયા! **We are dreamers of dreams.**

સાહિત્ય સૌકોઇ વાંચે છે. પણ સાહિત્યને કેટલા પૂજે છે? પથ્થરના પૂજનારને શું દેવ નથી મળ્યા? સાહિત્યના પૂજનારને સરસ્વતી નથી મળી? કાલિદાસને મળી, ભવભૂતિને મળી અને બીજા ઘણા યે સાચા દિલના ઉપાસકોને મળી છે. સાહિત્યની દેવીએ સ્વ. જયંતીલાલની કિંમત આંકી હતી. તેમને સુંદર લેખનશક્તિનો વારસો મળ્યો હતો. પણ એક વાત ઘણી દુ:ખજનક છે કે તે વારસો ક્ષણિક નીવડયો. ક્ષણમાં નદીએ નીર ઊભરાય; ક્ષણમાં સમુદ્રે ઓટ આવે; તેમજ ક્ષણમાં હૃદયના ભાર હલવાય—એમ ધારી દેવીએ તેમને ક્ષણિક વારસો આપ્યો હશે.

'One moment now may give us more
Than years of toiling Reason.'

અને તે ક્ષણિક વારસામાંથી તેમણે 'કુમાર', 'યશોદા', 'ચંદ્રિકા', 'અંજલિ', 'નવગુજરાત' અને 'સંદેશ' જેવાં માસિકોમાં અને પત્રોમાં સાહિત્યનાં પ્રથમ બીજારોપણ કર્યાં હતાં.

એમનાં દેશપ્રેમ અને દેશાભિમાન કોને અજાણ્યાં છે? એ તો આ પુસ્તકનું પાનેપાન બોલી રહેશે. તો હું આટલેથી જ અલમ્ કરું.

**ચંપક શાહ**

# મારો ટૂંક પરિચય

ભાઈ જયંતીલાલ અમદાવાદના થીઓસોફિકલ યૂથ લૉજના સભ્ય થયા તે પ્રસંગથી હું તેમને ઓળખતો થયો. યુવાવસ્થાના પ્રથમ ભાગમાં જ અકાળે આ સ્થૂલ શરીર તજી તે ગયા, એટલે તેમનામાં જે અસંખ્ય ગુણો બીજ રૂપે હતા તેનાં પુષ્પોની સુવાસ લેવાનો જગતને લાભ ન મળ્યો. તોપણ જેઓ તેમના પરિચયમાં આવેલા તેમને તે ઊગતો છોડ પોતાના ગુણોનો પરિમલ આપ્યા વિના રહ્યો નથી.

સાહિત્ય અને કળાના તે એક પ્રબળ પૂજક હતા. ચિત્રકળા તેમને ઘણી પ્રિય હતી અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવાની તેમનામાં ઉચ્ચ અભિલાષા હતી. તેમની એ અભિલાષા તેમના મનમાં જ રહી ગઇ. પણ તેમનાં જે થોડાંઘણાં કાવ્યો તથા લેખો માસિકોમાં પ્રકટ થયાં છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેમનામાં એક સારા પ્રભાવશાળી લેખક થવાનાં બીજ હતાં. તેમના અક્ષરોમાં, શબ્દોની તેમની પસંદગીમાં, તેમના પહેરવેશમાં અને ખાસ કરીને તેમની વાણીમાં તે કળા પ્રકટ થતી હતી. અમદાવાદ થીઓસોફિકલ સોસાયટીના એક આનંદ-પર્યટન પ્રસંગે શાહીબાગમાં કાઠિયાવાડની એક વીર શૃંગાર રસપૂર્ણ કથા તેમણે જે છટાથી, હાવભાવથી અને ઉચિત શબ્દોની પસંદગીથી કહી હતી, તે હજી પણ મારી આંખ આગળ તરે છે. તેમણે તે કથાથી શ્રોતાઓનાં મન હરી લીધાં હતાં. ભાઇ જયંતીલાલ સાહસિક હતા, અને બીજાને પ્રેરણા આપી શકે તેવી તેમની વાણી હતી. તેમની કર્તવ્યનિષ્ઠા અપૂર્વ હતી, અને તેથી અનેક અંગત સુખોના ભોગે પણ હાથ ધરેલું કાર્ય કરવા—અને તે પણ અંત સુધી કરવા ચૂકતા નહિ. સાહસિકતાની સાથે નીડરતા તેમને વરેલી હતી, એટલે એક યુવકને છાજે તેવા ઉત્સાહથી

સંકટવાળાં કાર્યોમાં ઝંપલાવતાં તે પાછું જોતા નહિ.

આવા એક સાહસિક, નીડર, સાહિત્ય અને કળાપ્રિય દેશાભિમાનની વૃત્તિથી રંગાએલા યુવકનું અકાળે અકસ્માતથી મરણ થાય તે જાણી તેમના મિત્રો તથા સ્નેહીઓને ઘણું લાગે એ સ્વાભાવિક છે. તેમના અમર આત્માને શાંતિ હો, અને તે તેમનાં ઉચ્ચ સ્વપ્નો અને ભાવનાઓ ફળીભૂત કરવાને પુનઃ જલદીથી જન્મ લો એવી આશા સાથે વિરમું છું.

રતનપોળ · અમદાવાદ

**મણિલાલ નથુભાઇ દોશી**

# સેવાભાવી થીઓસોફિસ્ટ

ભાઇ જયંતીલાલની પ્રથમ મુલાકાત આજથી પાંચેક વર્ષ ઉપર ડૉ. જેકબ ઇ. સૉલોમનના દવાખાનામાં થયેલી. આ વખતે તેઓશ્રી મૅટ્રિકની પરીક્ષા માટે તૈયારી કરતા હતા.

પ્રથમ મુલાકાતથી જ તેમનામાં જનસમાજની સેવા કરવાની ભાવનાઓ તથા આધ્યાત્મિક જીવન ગાળવાના વિચારો માલુમ પડ્યા હતા. સોસાયટીના સભાસદ થયા બાદ તેમણે સોસાયટીની વિવિધ પ્રવૃત્તિઓમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવાનું શરુ કર્યું. ગયા જળપ્રલય વખતે સોસાયટી તરફથી તાવમાં પીડાતાં માણસોને ઘેર બેઠાં ક્વિનાઇન મોકલી આપવાનું કામ હાથ ધરવામાં આવ્યું હતું અને તેને લીધે જુદીજુદી જગ્યાએથી સંખ્યાબંધ માગણીઓ આવતી હતી. આ વખતે તેમની મદદ ખરેખર કિંમતી થઇ પડી હતી. વળી યૂથ લૉજ તરફથી અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવા માટે રાત્રિશાળા ખોલવામાં આવેલી તે વખતે મુખ્ય શિક્ષક તરીકે કામ કરવાનું તેમણે માથે લીધું હતું અને જ્યાં સુધી તેઓ અમદાવાદમાં રહ્યા (અધવચમાં ગૂજરાત કૉલેજમાં દાખલ નહિ થઇ શક્યા એટલે તેમને અભ્યાસાર્થે સુરત જવાની ફરજ પડી હતી) ત્યાં સુધી તેમણે તેમની ફરજ એક સાચા સ્વયંસેવકને શોભે તેવી રીતે પૂરી પાડી હતી. મને ખબર છે કે કેટલીક વખત અનિવાર્ય સંજોગોને લીધે બીજા શિક્ષકો આવી શકે નહિ ત્યારે પોતાનું રાત્રિનું ભોજન ગુમાવીને પણ શાળાના વિદ્યાર્થીઓનો સમય બરબાદ ન જાય તે માટે પોતે ક્લાસ લેવાનું શરુ કરતા અને એવી હરકત આનંદથી સહન કરી લેતા.

યૂથ લૉજે જ્યારે તેનું પ્રથમ સંમેલન ઊજવવાનું નક્કી કર્યું ત્યારે નાટ્યપ્રયોગોનાં પાત્રો પસંદ કરવામાં, તેમને જરૂરી તાલીમ આપવામાં

તથા સંમેલન બરાબર ફતેહમંદ નીવડે તે માટે તેમણે કેટલી સખત મહેનત લીધી હતી તે તો તેમના સાથીઓ જ સારી રીતે જાણી શકે. અને જયારે અધવચમાં સુરત ગયા ત્યારે સુરતથી પણ સંમેલન ફતેહમંદ બનાવવા માટે અવારનવાર સૂચનાઓ મોકલ્યે જતા હતા. હું તો એમ સચોટપણે માનું છું કે અમારું એ સંમેલન તેમની સુંદર સૂચનાઓ મળવાને પ્રતાપે જ ફતેહમંદ નીવડયું હતું.

સુરત ગયા ત્યારે ત્યાં જઇને પણ યૂથ લૅાજમાં પોતાનાથી બને તેટલો ફાળો આપ્યો હતો. અને સુરતથી જયારે તેઓ પાછા ફર્યા ત્યારે અમે તેમને લૅાજનું મંત્રીપદ સ્વીકારી તેનું કામકાજ આગળ ધપાવવાની સૂચના કરી કે તરત જ તે સૂચના માન્ય રાખી તેમણે કામ શરુ કરેલું. કોઇ પણ સંસ્થાના મંત્રી તરીકે કામ કરવું અને તેમાં ય જે સસ્થાની આવક ઘણી જ ઓછી હોય તેવી સંસ્થાના મંત્રી તરીકે કામ કરવું તથા સંસ્થાને જનસમાજ માટે ઉપયોગી બનાવવી એ કામ કેટલું કઠણ છે તે તો જેને તે કામનો અનુભવ થયો હોય તે જ સારી રીતે જાણે. પોતે યૂથ લૅાજની સ્થિતિ સારી રીતે જાણતા હતા છતાં આવી કઠિન જવાબદારી ઉપાડી લીધી હતી અને લૅાજનું કામ આગળ ચલાવ્યે જતા હતા. આટલેથી જ અટકતું નહિ, પણ કેટલીક વખત તો મારા જેવા તેમના નિકટ સંબંધમાં આવનારા મિત્રો તથા લૅાજના હોદ્દેદારો તેમને કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે થતી ઢીલ માટે ઠપકો આપતા ત્યારે જરા પણ ગુસ્સે થયા વિના સંપૂર્ણ શાંતિથી પોતાની હકીકત સમજાવતા અને જયારે તેમની મુશ્કેલીઓ અમને સમજાતી ત્યારે તેમને આપેલા ઠપકા માટે અમને દિલગીરી થતી તથા તેમણે લીધેલા શ્રમ માટે ઉલટો ધન્યવાદ આપવાની ફરજ પડતી હતી.

ફક્ત યૂથ લૅાજમાં જ તે કામ કરતા હતા એવું નહોતું; પરંતુ જયાં-

જ્યાં તેમને કામ કરવાની તક મળતી ત્યાંત્યાં તે સમાજસેવા કરવાના હેતુથી કામ ઉપાડી લેતા હતા. યુવક સંઘમાં પણ તેમણે ઘણો સુંદર ફાળો આપ્યો હતો. વળી અસહકારની ચાલુ ચળવળ વખતે તે પ્રવૃત્તિમાં તેમનો ઘણો જ સુંદર ફાળો હતો. અસહકારની ચળવળમાં તો તેમની સાથે રહી કામ કરવાની મને બિલકુલ તક મળી નથી, પણ તેમની વાતો સાંભળવાની તક તો ઘણી જ મળેલી; તેમજ પરોક્ષે તેમનું કામ પણ જોવાની તક મળી હતી. કૉંગ્રેસ હૉસ્પિટલમાં કલાકો સુધી કામ કરવાની તેમની અલૌકિક શક્તિ ખરેખર અદ્દ્ભુત પ્રેરણા આપે તેવી મને તો લાગી છે. એ ચળવળ ચાલુ થઇ ત્યારે તેઓ બી.એ.નો અભ્યાસ કરતા હતા અને સ્કૅાલર હતા. પરંતુ ચળવળમાં જોડાવાથી તેમને સ્કૅાલરશિપ જતી કરવાનો પ્રસંગ ઊભો થયેલો. તેમના પિતાશ્રીની (મને ખબર છે) એવી ઇચ્છા હતી કે તેમણે અભ્યાસ ચાલુ રાખવો. છતાં તેમને સમજાવી પોતાની તરફના બનાવી સ્કૅાલરશિપની દરકાર કર્યા વિના અભ્યાસ એકાએક છોડી દીધો અને દેશસેવા માટે પોતાનો સમય અર્પણ કર્યો. ખરેખર, તેમનો આ ભોગ તેમના સંજોગો જોતાં મને તો ઘણો મોટો જ લાગે છે.

આ ઉપરાંત તેમને કળાનો શોખ હતો અને તેથી તેમણે ચિત્રકામ શીખવાનું શરૂ કર્યું હતું. આ શોખે તેમને રા. રવિશંકર રાવળનો ભેટો કરાવ્યો હતો અને તેમની સાથે રહી ચિત્રકળા શીખવા માંડી હતી. થોડુંઘણું ચિત્રકામ જાણ્યા બાદ જ્યારે તેમને અત્રેની સેનિટરી એસો-સીએશન માટે થોડાંક ચિત્રો બનાવી આપવાની વાત કરવામાં આવી ત્યારે તરત જ તેમણે ઘણી જ નજીવી કિંમતે થોડાંક ચિત્રો બનાવી આપ્યાં હતાં. વળી અમદાવાદમાં જ્યારે 'ભારત કલા મંડળ'ની સ્થાપના થઈ ત્યારે પોતે તે મંડળમાં કામ કરવાનું હાથ પર લીધું હતું, એટલું જ નહિ

પણ મારા જેવા તેમના કેટલાયે મિત્રોને તેના સભાસદ બનાવી કળામાં રસ લેતા કર્યા હતા; અને એ રીતે કળાની ખીલવણી માટે યથાશક્તિ ફાળો આપવા માંડયો હતો.

આટલી હકીકત તો તેમના જાહેર જીવન સંબંધી લખી: પરંતુ જાહેર જીવન કરતાં કૌટુંબિક જીવન તો તેમનું ઘણું જ મજાનું હતું અને તેમાંથી તો ઘણુંયે શીખવાનું હાલના નવજુવાનોને મળે તેમ છે.

મિત્રો તરફની તેમની વર્તણૂક કેટલી સુંદર હતી તે તો જેને અનુભવ થયો હોય તે જ જાણે; તેનું વર્ણન શબ્દોમાં થઇ શકે તેમ નથી. એક કવિએ કહ્યું છે કે 'જ્યાં સાચો પ્રેમ હોય છે ત્યાં થીગડાં જોઇતાં જ નથી.' તે વાત તેમણે મને તો સચોટ પૂરવાર કરી આપી હતી. હું ગમે ત્યાં હોઉં—ગમે તેવા દિલગીરીભર્યા વિચારોમાં હોઉં, પણ જો ભાઇ જયંતીલાલનો મેળાપ થતો તો સઘળી વાતો ભૂલી જવાતી અને નવી જ હકીકતો મગજ આગળ રજુ થતી તથા આનંદ ઊભરાવા લાગતો. હું ઘણી વખતે ગમે તેમ બોલતાં આંચકો ખાઉં, પણ તે તો વિના સંકોચે ગમે તે કહી પણ દે અને જો કાંઇ જોઇતું હોય તો જેમ એક ભાઇ બીજા પાસેથી જરૂરી વસ્તુ મેળવે તેમ મેળવી જ લે; એટલું જ નહિ પણ તેની સામે કોઇ કારણસર આપણે ગુસ્સે થઇએ તોપણ તે તો તે તરફ તદ્દન દુર્લક્ષ આપે. અને કદાચ જો આપણે તેમને કડવા શબ્દો કહ્યા હોય તો તેનો સારો અર્થ જ કરે અને ઉલટા પ્રેમમાં વધારો થવાના જ માર્ગ હાથ ધરે અને પરિણામે આપણને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ ઊભો થાય. મને અત્યાર સુધી ઘણા ય મિત્રો મળ્યા છે. પરંતુ આવા સાચા પ્રેમી મિત્ર તો ઘણા જ થોડા મળ્યા છે. તેમના જીવનમાંથી મને ઘણુંયે શીખવાનું મળ્યું હતું અને તેમના ભાવિ જીવનમાં મને અને અમારા ક્ષેત્રમાં ફરતા અન્ય ભાઇઓને ઘણી મોટી

આશાઓ હતી; પરંતુ દુર્ભાગ્યે ઈશ્વરે તેને એકાએક અમારી પાસેથી લઇ લીધા. કદાચ તેમની પાસેથી બીજું વધારે મહત્ત્વનું કામ લેવાની ઈશ્વરની અભિલાષા હશે. અમને તો તેમની ખોટ ઘણી જ લાગે છે અને જે જે સંસ્થાઓમાં તે કામ કરતા હતા તે દરેકને તેની ખોટ લાગ્યા વિના રહેશે નહિ. પ્રભુ તેમને જલદીથી પાછા આપણી દુનિયામાં તેમનું અધુરું રહેલું કામ કરવા માટે મોકલો એ મારી છેવટની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

**મણિલાલ ચમનલાલ પટેલ**

# સ્વર્ગસ્થ જે. ટી.

સ્વર્ગસ્થ જે. ટી. શાહ મારા અંગત મિત્ર હતા. જેવી હું કલમ હાથમાં લઉં છું કે મારી આંખ આગળ એ વ્યક્તિ તરી આવે છે; ખાદીનો ઝભ્ભો, વિશાળ ચળકતું કપાળ, હસતો ચહેરો, આ બધું સ્પષ્ટ નજરે ચડે છે, અને એ વ્યક્તિ આજે નથી એ વિચાર હૃદયને ચીરી નાખે છે. એમ વિચાર આવે છે કે આ લખવું છોડી દઉં, બીજાં કાર્યોમાં પ્રવૃત્ત થઈ એ વાત ભૂલી જાઉં. પરંતુ તે બને તેમ નથી. એક તો હું લખાણનું વચન આપી ચૂક્યો છું; બીજું, મારા વિના એ કાર્ય બીજો કોણ કરશે? તેના ગુણો જો હું જનતા આગળ રજુ નહિ કરું તો, મને બીક છે કે તે સદાને માટે અંધારામાં રહી જશે. આ કારણોને લઈ હું મારું કાર્ય શરુ કરું છું.

હું પ્રીવિયસના વર્ગમાં હતો ત્યારથી મારે તેની સાથે થોડો થોડો પરિચય હતો. તેનો નિરંતર હસમુખ ચહેરો અને મળતિયો, રમૂજી સ્વભાવ તેના સમાગમમાં આવતી દરેક વ્યક્તિને આકર્ષતા. અમે બે ગૂજરાત કૉલેજમાં સાથે દાખલ થએલા. જ્યારે ત્રણ વર્ષમાં મારે વીસથી પચીસ કૉલેજિયનો સાથે મૈત્રી બંધાઇ ત્યારે તેને બસોથી અઢીસો સાથે! આથી તેનામાં રહેલી આકર્ષણશક્તિનું પ્રમાણ સહેજે જણાઇ આવશે. આ ઉપરાંત અને આ વસ્તુના કારણભૂત તેનામાં બે ગુણો હતા. એક તો નિખાલસ હૃદય અને બીજો ઉત્કટ ભ્રાતૃભાવ. બીજાઓની સેવામાં તે નિરંતર તત્પર રહેતા. सेवाधर्मः परमगहनो योगिनाप्यगम्यः। પરંતુ આ સેવાધર્મ ભાઈ જે. ટી. શાહમાં ઘણો જ હતો. ગૂજરાત કૉલેજમાં જ્યારે સવા મહિનાની હડતાલ પડી ત્યારે શ્રી રોહિત મહેતા વગેરે સાથે એણે એ લડતમાં અગ્ર ભાગ લીધેલો. અમે બધા ઘેર જઇ પુસ્તકો

વાંચતા ત્યારે તે હડતાલ કેમ સફળ નીવડે તેમાં જ તત્પર રહેતા. ધરાસણાથી જખમી થઇ જ્યારે વીર સત્યાગ્રહીઓ અમદાવાદ આવ્યા ત્યારે તેણે તનમનથી અદ્દભુત સેવા ઉઠાવી. સત્યાગ્રહની લડતમાં જોડાવા માટે તેણે કૉલેજ છોડી. તે અભ્યાસથી કંટાળેલા તેથી અભ્યાસ છોડયો એમ નહિ. ઉલટું, તે ઘણા હોશિયાર હતા. સૂરત કૉલેજમાં પ્રિવિયસમાં પહેલે નંબરે પાસ થયેલા; અને ગૂજરાત કૉલેજમાં હડતાલમાં અગ્ર ભાગ લેવા છતાંયે એ બીજે નંબરે પાસ થયા હતા, અને જુનિયર બી.એ. કલાસમાં સેકન્ડ મેરિટ સ્કૉલરશિપ મેળવી હતી. ખરેખર, एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये એમાં જ ભાઇ જયંતીલાલની ગણના થાય.

કેવળ સ્કૉલર હતા એટલું જ નહિ પરંતુ બીજી પ્રવૃત્તિઓમાં પણ ઘણો આગળ પડતો ભાગ લેતા. મોટે ભાગે સ્કૉલરો પોતાની ટેક્સ્ટ બૂકામાંથી ઊંચું માથું લેતા નથી. પરંતુ ભાઇ જે. ટી. શાહે તો બીજાં અનેક પુસ્તકો વાંચેલ. સાહિત્યની ચર્ચા ચાલે કે તરત જ કવિશ્રી નાનાલાલ અને કલાપી તેને મુખે ચડયા જ હોય. તેને સાહિત્યમાં બહુ રસ પડતો. પોતે નાની નાની રસમય કવિતાઓ રચતા. અને અમે સાહિત્યની વાત ચલાવીએ કે તેમાં તરત જ એક પછી એક વાતો કાઢે. આ ઉપરાંત તે બીજી કળાઓમાં પણ કુશળ હતા. તેને સંગીતનો શોખ હતો. ચિત્રકળામાં પણ ઠીક પ્રાવીણ્ય હતું. એક વખતે એક રીસર્ચ પ્રોફેસર ગૂજરાત કૉલેજમાં આવ્યા હતા. તેણે બી. એ. હૉલમાં 'ઇતિહાસનો અભ્યાસ કેમ કરવો' તે ઉપર ભાષણ આપ્યું. એ પ્રોફેસર ભાષણ આપતા હતા તે દરમિયાન ભાઇ જે. ટી.એ તેની મુખાકૃતિ અદલોઅદલ ચીતરી કાઢી. ભાષણ પૂરું થયું કે તેણે તે ચિત્ર બતાવી પ્રોફેસરને સહી કરવા કીધું. પ્રોફેસર ખૂશ થયા અને તરત જ સહી કરી આપી.

આ તો સામાન્ય બાબતો કહી. મારી અંગત વાતો તો જુદી છે. તેના સહવાસથી જે આનંદની ક્ષણો મેં પસાર કરેલી તે સંભારું છું કે દિલમાં ત્રાસ થાય છે. હું મારા મિત્ર પંડિત સાથે રિસેસમાં ગૂજરાત કૉલેજનાં બી.એ. સંસ્કૃત કલાસમાં બેઠો છું. જે. ટી. શાહ હસતે ચહેરે ઉલળતા ઉલળતા આવે છે અને કંઇ નવી બીના કહે છે; કાં તો ગાયનની તરજો લલકારતા ત્યાં આવી ચડે છે. ઇન્ટર આર્ટસ કલાસમાં મારા મિત્ર એસ. પી. શેઠ પાસે બેઠો છું; ત્યાં ભાઈ જયંતીલાલ આવે છે અને પોતાના રમૂજી સ્વભાવથી સૌને હસાવે છે. એક દિવસ એસ. પી. શેઠને ત્યાં ટીપાર્ટી છે; હું જાઉં છું; ત્યાં જે. ટી. શાહ હાજર છે. તેને ગાવાનું કહેવામાં આવે છે, અને પછી એક સોરઠી ગીત લલકારે છે. આવા આવા પ્રસંગો યાદ કરું છું અને બીજી બાજુથી જોઉં છું કે આ ભાઇ હતા ન હતા થઇ ગયા છે કે મારું દિલ ઊડી જાય છે.

પરમ કૃપાળુ પરમેશ્વર તેના આત્માનું કલ્યાણ કરો.

શિયાપુરા. વડોદરા તા. ૧–૧૨–૧૯૩૦ **બાંભણિયા નાગરદાસ કાશીરામ**

# શ્રી જયંતીલાલ શાહ

(એક પરિચય)

શ્રી જયંતીલાલના અકાળ અને એથી પણ વધારે અણધારી રીતે થયેલા અવસાનથી કોને ખેદ ન થાય? એ સાચા અર્થમાં યુવાન હતા. એમના ગુણોનું પરીક્ષણ કરી એમનું ખરૂં મૂલ્ય પરખવું એ જ એમના અવસાનની સાચી નિવાપાંજલિ હોઈ શકે.

શ્રી જયંતીલાલ એક વિદ્યાર્થી તરીકે હોશિયાર, અભ્યાસપરાયણ અને મહત્ત્વાકાંક્ષી હતા. એમની છેલ્લી પરીક્ષામાં ઘણી સારી સેકન્ડ કલાસ લાવી, શિષ્યવૃત્તિ મેળવી આગળ બી.એ. માટે અભ્યાસ કરતા હતા. એમના વિષય સંસ્કૃત અને ગુજરાતી હતા. ગુજરાતીનું વાંચન એમનું સારૂં હતું અને એમને લેખો લખવાનો પણ ઠીક ઠીક મહાવરો હતો. એમના લેખોના સંગ્રહ પરથી વાચક એમની લેખક તરીકે તુલના કરી શકશે. એ ઉપરાંત એમને પ્રસંગોપાત ભાષણ આપવાનો પણ પરિચય હતો. ભાષણ પણ તે એકંદર રીતે સુંદર અને સ્વાસ્થ્યપૂર્ણરીતે કરતા.

મેં મારા પરિચયમાં આવેલી વ્યક્તિમાં ભાઇ જયંતીલાલ જેવી 'બધું જાણી લેવું, બધા વિષયનો અનુભવ કરી લેવો, બધું શીખી લેવું' એવા આગ્રહની એકે વ્યક્તિ જોઈ નથી. સંગીતનો એમને શોખ હતો અને પ્રસંગોપાત એ સારૂં ગાતા. ચિત્રકામનો શોખ હતો અને રવિભાઇના સ્ટુડીઓમાં થોડું જ્ઞાન સંપાદન કરી ચિત્રકામ તથા રેખાચિત્રો દોરવાની શરૂઆત સારી રીતે કરી હતી. છેવટના ભાગમાં એમણે ફોટોગ્રાફી પણ શીખી લીધી. એમને લોકગીતોનો પણ અત્યંત શોખ હતો. અને લોક-ગીત પણ સુંદર રીતે ગાઇ સંભળાવતા. આ પ્રમાણે એમના અલ્પ આયુષ્યમાં પણ એમની પ્રવૃત્તિ અનેકદેશીય હતી; પણ કાળના બળે

અથવા તો આપણે હિંદુઓ બહુ વિચાર કરીને માનીએ છીએ તે કર્મના સંયોગના બળે એમનું આ જન્મનું અવસાન જલદી નિર્માયું હતું અને તેથી આ જન્મમાં એ કલાકાર આત્માનું પૂર્ણ આત્મ-પ્રગટન થઇ શક્યું નહિ.

એમનામાં જેટલી બુદ્ધિની વિવિધતા હતી તેટલી જ સ્વભાવની સરળતા અને સહૃદયતા હતી. કેટલીકવાર તો જયંતીલાલ બાળક જેવા નિર્દોષ લાગતા. એમના હૃદયની સરળતાથી ઘણીવાર પોતાની અંગત વાતો પણ વિના સંકોચે જણાવી દેતા. એ ઉપરાંત મને જ્યારથી એમનો થોડો પણ પરિચય થયો ત્યારથી જ એ એક ઉત્સાહી, આનંદી અને લાગણી તથા ભાવનાથી ભરેલી વ્યક્તિ લાગી આવી હતી.

આ સેવાના યુગમાં એમણે સેવાનું પ્રસ્થાન પણ માંડી દીધું હતું. એમની સેવા થીઓસોફીકલ યૂથ લૉજથી શરૂ થઇ. તેમાં ઉત્સાહભેર ભાગ લેવાથી તે છેવટે એના વ્યવસ્થાપક મંત્રી નીમાયા હતા. એમણે અમદાવાદ યુવક સંઘમાં પણ એક સભ્ય તરીકે સારો ભાગ લીધો હતો અને છેવટે સ્વાતંત્ર્યયુદ્ધમાં સૈનિક બની એમાં પણ યથાશક્તિ ફાળો આપવા ચૂક્યા ન હતા. ખરેખર એમના જેવા આદર્શવાદી અને ભાવના-પરાયણ યુવક મેં વણિક કોમમાં બહુ થોડા જોયા છે.

સંયોગવશાત્ આ જન્મમાં એ આપણાથી સ્થૂલ ભુવનમાં છૂટા પડ્યા છે અને એમણે આ જન્મમાં પૂરૂં આયુષ્ય ભોગવ્યું હોત તથા જે કરી શક્યા હોત તે કર્યું નથી, છતાં એ સૂક્ષ્મ ભુવનોમાં તો આપણી પાસે હમેશ છે—अभितः वर्तते—અને એમની જબરી મહત્ત્વાકાંક્ષા સાથે લઇ આવી, આવતા જન્મમાં એ ફરી પોતાની જીવનજ્યોતિ પ્રગટાવે એ જ એમને માટે એમના એક સાથી તરીકે મારી અભિલાષા છે.

**પ્રભાકર મહેતા**

# ફૂલનો પરાગ

આજથી સવા વરસ પર 'કુમાર'ના ૬૪મા અંકમાં 'સંધ્યાએ' નામના એ સુંદર અંજનીમાં જીવન સંધ્યાનું ગાન ગાતી વેળા એના લેખકને શું ખરેખર ખબર હશે કે એના જીવનનીસંધ્યા ઘેરાતી આવતી હતી? તે પછી ગયા મે માસની બીજી તારીખે, વીરમગામ સત્યાગ્રહ છાવણીથી એણે આ ઉપર આપેલી 'મધુરી સૃષ્ટિ'ની યાચના કરી. પ્રભુ ક્રૂર હશે એમ તો કેમ કહેવાય? પણ એણે યાચી તે કરતાં યે વધારે મધુરી સૃષ્ટિમાં એને ખેંચી લેવામાં પ્રભુએ એના પર ભલે કૃપા વરસાવી હશે, પણ અહીં રહેલાં એનાં સ્વજનો ને સ્નેહીઓ પ્રત્યે તો પ્રભુ ક્રૂર જ થયો છે એમ કકળતાં અંતરોને લાગ્યા કરે છે. સાલસ સ્વભાવનો એ મીઠો ને તેજસ્વી જુવાન ગઇ તારીખ ૧૦મીએ મોટરના એક ભયંકર અકસ્માતનો ભોગ થઇ પડ્યો.

મિત્રો ને ગોઠિયાઓમાં 'જે.ટી.'ના ટૂંકા ને પ્રિય નામે જાણીતો થયેલો એ જુવાન કુમારવયથી જ કુમાર કાર્યાલયના નિકટ સંબંધમાં આવ્યો હતો અને કળાના અભ્યાસનો તેને નાદ લાગ્યો હતો. 'ભારત કળા મંડળ'ની પ્રવૃત્તિમાં તેની અંગમહેનત અને ઉત્સાહ યાદગાર રહેશે. સ્વાતંત્ર્યયુદ્ધની હાકલ પડતાં જ કૉલેજને તિલાંજલિ આપી એ સંગ્રામમાં કૂદી પડ્યો હતો. પણ એ ફોરતા ફૂલનો પરાગ આ સૃષ્ટિને પૂરો મળે તે પહેલાં પ્રભુએ એને ચિરશાંતિ માટે પોતાના ધામમાં ખેંચી લીધો.

સં. ૧૯૮૬ શ્રાવણ માસના 'કુમાર'માંથી

# In Memorium

I Knew Jayantilal T. Shah from quite his boyhood in his grandfather's house in Dewaji Saraia's Pole. I came into more intimate contact with him since he joined The Youth Lodge of the Theosophical Society. He was ever among the foremost for discussion on ideal matters and, like all true Theosophists, was one who would like to see the whole world around him quite idealistic. He was particularly fond of Arts and music and got much scope for his activity in acting singing, and organising of the Youth activity within and without the T.S. Lodge. He was an earnest and sincere worker in whatever he undertook. He was the secretary of the Lodge for over a year and took pleasure in his work. Never any slang or abuse came out of his mouth. He was ever exerting himself to attain the high aim he had kept before himself for purity of life and service of mankind. His winsome manners and gentleness of disposition endeared him to all he came in contact with and won their high regards. His life was ever an inspiration to others. I always considered him as one of the great souls now ensouling youthful bodies in India who are destined to do world-fame work for mankind in near future; so his untimely death has created a void that is difficult to fill. However I feel confident that he will take birth again soon in Gujarat to carry on the work he was meant to do.

Ahmedabad, 5th Jan. 1931. Jacob E. Solomon

# ઠરાવો

· ૧ ·

શ્રીમતી કલાવતી શાહ,

અમદાવાદ થીઓસોફિકલ લૉજના પ્રમુખ તરીકે અમારી લૉજના સભાસદો તરફથી તમારા પૂજ્ય પતિશ્રીના દુઃખદ અને અકસ્માત અવસાનથી તમને તથા તમારા કુટુંબને જે સખ્ત ખોટ પડેલી છે તે માટે અમે સહૃદય શોક પ્રદર્શિત કરીએ છીએ. ભાઇ જયંતીલાલ અમારી લૉજમાં (સોસાયટીમાં) એક ઉત્સાહી, ખંતીલા, મહેનતુ અને ઉમંગી કાર્યકર્તા હતા અને તેમના આ ખાખી દુનિયા છોડવાથી અમારી લૉજને સખ્ત ખોટ ગઈ છે તેની અમે નોંધ લઇએ છીએ. પ્રભુ તેમના અમર આત્માને શાંતિ આપો!

પ્રભુ તમને અને તમારા વહાલા જયન્તના માતપિતાને એમના અવસાનથી પડેલો સખ્ત ઘા શાંતિ અને હિંમતથી સહન કરવાની શક્તિ આપો એવી અમારી હાર્દિક પ્રાર્થના છે.

લિ. આપનો

**ડી. ડી. કાંગા**

પ્રમુખ-અમદાવાદ લૉજ, થીઓ. સોસાયટી

· ૨ ·

૧ ગુજરાત કૉલેજના જૂના વિદ્યાર્થીઓની આ સભા તેમના સહાધ્યાયી શ્રી જયંત ત્રીકમલાલ શાહના અકાળ અવસાનની સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબીજનો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

૨ આ ઠરાવ સ્વર્ગસ્થનાં પત્નીને મોકલવાની પ્રમુખને સત્તા આપે છે.

૨૫-૭-૩૦ **તર્કગિણી નીલકંઠ**